# શ્રી

# ચંડી કાવ્ય.



કવિ ર. મ.

શ્રી નવલ

# શ્રી ચંડી કાવ્ય.

---

## શ્રી સપ્તશતી સાર કથામૃત.

---

અનુષ્ટુપ.

" या देवी सर्व भूतेषु विष्णु मायेति शब्दिता।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमोनमः ॥
या देवी सर्व भूतेषु शक्ति रुपेण संस्थिता।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमोनमः ॥ "

---


યોજક અને પ્રકાશક
કવિ રણછોડલાલ મહાસુખરામ ત્રિવેદી,
રાયપુર પખાલીની પોળ, અમદાવાદ.


---

કીમત રૂ. ૦-૮-૦.

૭૩૯૮
આવૃત્તિ પહેલી. પ્રત ૫૦૦.

સંવત ૧૯૭૪. સને ૧૯૧૮.

## ગઝલ.

જે દેવી સર્વ ભુતોમાં કહેવાયે વિષ્ણુની માયા ।
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમુ અંબે ॥
જે દેવી સર્વ ભુતોમાં રહ્યા શક્તિ રૂપે વાસ ।
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તયૈ નમુ અંબે ॥



અમદાવાદમાં ખાડીયા જેઠાભાઇની પોળમાં પ્રજાબંધુ પ્રીન્ટીંગ
વર્કસમાં ઠાકોરલાલ પરમોદરાય ઠાકોરે છાપ્યું.

# અર્પણપત્રિકા.

---

## શ્રી મહામાયા ભગવતિ ગાયત્રી સ્વરૂપ
## કુળદેવી શ્રી બહુચર બાળાના ચરણકમળે!!

### ગઝલ.

**इति प्रभाशतं देवी माया भगवति भूवी**
**बहु नाम निकेतेषु** નમું હું બહુચરી બાલી!
**बहु नामा बभूवह** કથે શ્રી વ્યાસ ગાથામાં,
બહુચર ભાગવતે ભાખી નમું હું બહુચરી બાલી. ૧

બહુચર બહુચ માતા નિશાચર અવનીમાં માતા,
ત્રિગુણાતીત ત્રિપદા તું નમું હું બહુચરી બાલી;
નિરાકાર નિરંજની તું નિર્ગુણા ભગવતિ શિવા,
પ્રાણાધાર બુદ્ધિ લક્ષ્મી શ્રી નમું હું બહુચરી બાલી. ૨

કાન્તી શાન્તી શ્રદ્ધા શ્રુતિ, સ્પૃહા સ્મૃતિ ક્ષમામેધા,
દયા લજ્જા જયા વિજયા નમું હું બહુચરી બાલી;
જગતન ઇશ્વરી માતા જીવનની ઇશ્વરી માતા,
ભુવનની ઇશ્વરી માતા નમું હું બહુચરી બાલી. ૩

જનેતા જગતની માતા જગત જીવ તુજમાં માતા,
માતા કર સુખ શાતા નમું હું બહુચરી બાલી;
કરો કલ્યાણ કુળદેવી હરો દુઃખ કષ્ટ સૌ દેવી,
ભરો સુખ શાન્તી શ્ર દેવી નમું હું બહુચરી બાલી.
સ્થાપો ઉર ભક્તિ તુજ માતા કાપો સૌ પાપ તિમિર માતા,
આપો મુક્તિ મને માતા નમું હું બહુચરી બાલી;
કરો ઋણ મુક્ત ઋણ છોડી રટે રણછોડ કર જોડી,
ચરણમાં આવું છું દોડી નમું હું બહુચરી બાલી. ૫

હું છું
તુજ કાલો ઘેલો
બાળક
**રણછોડ મહાસુખ**
**ત્રિવેદી.**

# પ્રસ્તાવના.

સંસારમાં દુઃખ આવે સુખની કીંમત થાય છે. મનુષ્યના માથે વિપત્તિ પડે સંપાતની કીંમત થાય છે; અને તે સંપત્તિ પ્રાપ્ત નથી થતી ત્યારે સંપત્તિ સંપાદક શ્રી સર્વેશ્વરની સંપ્રાપ્તી થાય છે. આધી વ્યાધી અને ઉપાધીથ ઉદ્‌ભવેલા વિશ્વ વ્યવહારમાં વિપત્તિ એ વિભૂની પરમ વિભૂતી મનાય છે. મનુષ્યને તે જ વિપત્તિ પ્રાપ્ત થતાં તે પરમાત્માને પિછાનવાને પાત્ર થાય છે.

આ સુત્રાનુસાર અત્રે અકસ્માત ઉદ્‌ભવેલા મહામારીના ભયંકર વ્યાધીમાં થાકી કંટાળી અને હારીને નાસ્તિકતાનો ત્યાગ કરી આસ્તિકતાને ગૃહણ કરવા દુઃખીને કુદરતી પ્રેરણા થાય છે, તે જ પ્રમાણે કુદરતની ક્રોધ દષ્ટીમાં સમક્ષ થતાં જ પ્રસ્તુત યોજકનું મન સુખ પ્રાપ્તી શોધવા સારૂ દોડયું. હજરાહજુર જાગતી જ્યોત અને તરત ફળ સિદ્ધી દાતા તરીકે મનાતા શ્રી જગ્ત જ્યોતી, જગ્ત જીવન અને જગત જનેતા શ્રી જગદંબાના ગુણગાનના ગાથા રૂપે ગવાતા શ્રી ચંડી પાઠના પાઠ પઠવાને અને વિમુખ વૃદ્ધ તરફથી ભલામણ થઇ.

દુઃખમાં અકળાતા મને તે ભલામણુ શિરપર ચઢાવી શ્રી ચંડી-પાઠના પાઠ સ્તવન કરવાનો આરંભ કર્યો !! આરંભ કરતાની સાથે જ માતા જેમ બાળકના અપરાધ અને અવગુણ કોરે કરી સર્વદા સુખ આપે છે તેમ શ્રી જગ્તઅંબાએ મને ચમત્કાર ઉપર ચમત્કાર બતાવી દુઃખનો સંપૂર્ણ રીતે નાશ કર્યો. મને જેવી રીતે સ્હેજમાં સુખ પ્રાપ્ત થયું તે પ્રમાણે બીજા કોઈ મનુષ્યને થાય તેવો શુભ હેતુ ધ્યાનમાં રાખી, માતાના ચમત્કારને નમસ્કાર ઉપર નમસ્કાર કરી શ્રી ચંડીપાઠની કથાને જમાનાના ચાલુ છંદ રાગમાં યોજી વિબુધ વાચક વૃંદ સમક્ષ પ્રગટ કરૂં છું. વાંચક વૃંદ હંસગ્રાહી થઇ સાર સારનું ગૃહણ કરી યોજકને આભારી કરશે, એજ વિનંતી !! સુજ્ઞેષુ કિંબહુના !!

લી.

કવિ રણછોડલાલ મહાસુખરામ ત્રિવેદી,

રાયપર પખાલીની પોળ, બગડાવાડ

અમદાવાદ.

૪-૨-૧૮.

# અનુક્રમણિકા.

॥ ॐ नमश्चंडिकायै ॥

श्री नवल

# શ્રી ચંડી કાવ્ય.

## શ્રી સપ્તશતી સાર કથામૃત.

### મંગળાચરણ.

ધ્રુપદ.

આરાધું આદી ઇશ્વરી બાલી બાલે બહુચરી,
મંગળા માહેશ્વરી નારાયણી નમોસ્તુતે;
અન્નપૂર્ણા આશાપુરી અધ્રચૂર્ણા આરાસુરી,
વૈષ્ણવી વિશ્વંભરી નારાયણી નમોસ્તુતે. ૧

વિન્ધ્યા વાગેશ્વરી શક્તિ શ્રી શાકંભરી,
સ્તવું છું સુરેશ્વરી નારાયણી નમોસ્તુતે;
ભદ્રાભય ભંજની રૂદ્રા હૃદય રંજની,
નારસિંહી નિરંજની નારાયણી નમોસ્તુતે.

### દોહરો.

બહુચરી તેં બહુચર્યા અસુરને સાક્ષાત,
મહામાયા ગાયત્રી તું વંદુ બહુચરમાત. ૧

---

# દેવી કવચ.

---

### ગઝલ-ધ્રુન.

જગતની જ્યોતિ જયઅંબે, જીવન તું જગત જયઅંબે
જનેતા જુગજય અંબે, જગાવું જાગ જયઅંબે
જય જય જય જુગદંબે ! ! !

ગુપ્ત જે છે પરમલોકે સર્વ રક્ષા કરં મુનિ,
કથેલું કોઇને નવ ક્યારે રહસ્ય કહો નમું અંબે;
જગતમાં ગુપ્તને ઉત્તમ સર્વ ભુતોપકારક છે,
કવચ દેવીનું કલ્યાણી વદે વિધી નમું અંબે.

શક્તિની મૂરતી નવતો છે હૃદયમાં ધ્યાનતો ધારો,
પ્રથમ તો શૈલપુત્રી છે નમો દેવી નમુ અંબે;
બીજી છે બ્રહ્મચારીણિ ત્રીજી તો ચંદ્ર ઘંટા છે;
ચતુરથ છે જ કુષ્માંડા નમો દેવી નમું અંબે. ૨

પંચમી સ્કંદમાતા છે છઠ્ઠી કાત્યાયની જાણો;
સપ્તમી કાલરાત્રી છે નમોદેવી નમું અંબે;
અષ્ટમી છે મહાગૌરી નવમી સિદ્ધી દાતા છે,
સ્તવાયે શક્તિ નવદુર્ગા નમોદેવી નમું અંબે. ૩

પાવકની જ્વાળથી જળતો સંગ્રામે શત્રુથી લડતો,
વિષમ ભયવાસથી બળતો જાય શરણે નમું અંબે;
ન બાળે અગ્નિ તો તેને ન મારે રિપુ તો તેને,
ભયદ ભયવાસ નવ તેને નમો દેવી નમું અંબે. ૪

ભજે જે ભક્તિ ભાવેથી સ્તવન શક્તિનું સ્નેહેથી,
થાય સૌ કાર્ય સિદ્ધીથી નમો દેવી નમું અંબે;
શબ સંસ્થા તું ચામુંડા મહિષારૂઢ વારાહી,
વિરાજી ગજપર ઐન્દ્રી નમો દેવી નમું અંબે. ૫

ગરૂડપર વૈષ્ણવી ગાજે વૃષારૂઢ છે મહેશ્વરી,
મયુરવાહીની કૌમારી નમો દેવી નમું અંબે;
અલંકારોથી અલંકૃત હંસારૂઢ બ્રમાણી,
કમળપર લક્ષ્મી કમલાકર નમો દેવી નમું અંબે. ૬

વિભૂષીત છે અલંકારે ધર્યા છે વિવિધ તો રત્નો,
સોહન્તી સપ્ત શક્તિઓ નમો દેવી નમું અંબે;

શંખ ચક્ર ગદા શક્તિ મુશળહળ સાંગ કર ધારી,
ક્રોધાતુર રથપર આરૂઢ નમો દેવી નમું અંબે. ૭

ખેટક તોમર પરશુ પાસ ત્રિશુળ કુંતા અને સારંગ,
ધર્યાં છે કર વિષે આયુધ નમો દેવી નમું અંબે;
અસુરનો નાશ કરવાને ભીડ ભકતોની હરવાને,
અમર આનંદ ભરવાને નમો દેવી નમું અંબે. ૮

મહારૌદ્રા મહાઘોરા મહાબલે મહોત્સાહી,
મહાભય નાશ કરનારી નમો દેવી નમું અંબે;
કરો રક્ષા સદા મારી પ્રાચીમાં માત તું ઐન્દ્રી,
અગ્નિ શક્તિ અગ્નિખૂણમાં નમો દેવી નમું અંબે. ૯

દક્ષિણે વારાહી રક્ષો નૈરૂત્યે ખડગધારીણી,
પશ્ચિમે વારૂણી માતા નમો દેવી નમું અંબે;
વાવ્યમાં મૃગવાહીની ઉદીચ્યે કૌમેરી રક્ષો,
ઇશાને ત્રિશૂલધારીણી નમો દેવી નમું અંબે. ૧૦

ઉંચે બ્રહ્માણીમા રક્ષો નીચે શક્તિ શ્રી વૈષ્ણવી,
દશેદીશ ચામુંડા રક્ષો નમો દેવી નમું અંબે;
જયા રહો અગ્રમાં મારી પૃષ્ઠે રહો વિજયાદેવી,
અજીતા વામ પડખામાં નમો દેવી નમું અંબે. ૧૧

રહો અપરાજીતા જમણે પાર્શ્વ રક્ષો શિખાદ્યોતીની,
ઉમા રહો મસ્તકે મારા નમો દેવી નમું અંબે;
લલાટે માલા ધરી રક્ષો ભ્રુવૌ રક્ષો યશસ્વીની,
ભ્રુવૌ અંતર ત્રિનેત્રા નમો દેવી નમું અંબે. ૧૨

નાસિકા યમ ઘંટા રક્ષો ચક્ષુ મધ્યે રહો શંખાની,
કર્ણુ બે દ્વારવાસીની નમો દેવી નમું અંબે;
કાલીકા કપોલને રક્ષો શાંકરી કર્ણુ મુલે રહો,
સુગંધા નાક અંતરમાં નમો દેવી નમું અંબે. ૧૩

ચરચિકા ઉત્તર અધરે નીચે અમૃતકલા અધરે,
શારદે વસો નિત્ય જીભમાં નમો દેવી નમું અંબે;
દંતને કૌમારી રક્ષો કંઠ વચ્ચેજ ચંડીકા,
ઘંટીકા રક્ષ ચિત્ર ઘંટા નમો દેવી નમું અંબે. ૧૪

રહો તાલુકે મહામાયા કામાક્ષી ચિબુકને રક્ષો,
સર્વે મંગલા રહો વાણીમાં નમો દેવી નમું અંબે;
ગળામાં વસો ભદ્રકાલી ધનુર્ધારી રહો બરડામાં;
નીલગ્રીવા ગ્રીવાની બહાર નમો દેવી નમું અંબે. ૧૫

કંઠ નળીમાં રહો નલકુબરી ખડગ ધારીણિ સ્કંધ રક્ષો,
બાહુમાં વસો વજ્રધારિણી નમો દેવી નમું અંબે;

દંડીની હસ્ત રક્ષણુ કરો અંબિકા અંગુલી રક્ષો,
નખો રક્ષો શુલેશ્વરી નમો દેવી નમું અંબે. ૧૬
કુખોમાં રહો નલેશ્વરી સ્તનોને મહાદેવી રક્ષો,
લલિતા રહો હૃદય વચ્ચે નમો દેવી નમું અંબે;
ઉદરમાં શૂલધારીણિ નાભીમાં વસો કામીની મા,
ગુપ્ત સ્થાનોમાં ગુપ્તેશ્વરી નમો દેવી નમું અંબે. ૧૭
કટીને ભગવતિ રક્ષો ગોઠણુમાં વિંધ્યવાસીની,
જંઘાને મહાબલા રક્ષો નમો દેવી નમું અંબે;
ઘુંટીમાં રહો નારસિંહી ચર્ણતલ પરાક્રમી રક્ષો,
શ્રી ધરી પાદાંગુલીને નમો દેવી નમું અંબે. ૧૮
ચરણતલવાસીની રક્ષો ચરણુ તલતલને નિત્યે,
કરાલી દાઢને રક્ષો નમોદેવી નમું અંબે;
કેશને ઉર્ધ્વકેશીની રૂવાંના છીદ્ર કૌબેરી,
ત્વચા વાગીશ્વરી રક્ષો નમો દેવી નમું અંબે. ૧૯
રક્ત મજ્જા મેદ માંસ અસ્થિને પાર્વતી રક્ષો,
આંતરડા કાલરાત્રીમા નમો દેવી નમું અંબે;
મુકુટેશ્વરી પિત રક્ષો પદમા પદ્મકોષમાં રહો,
કફને ચુડામણિમા નમો દેવી નમું અંબે. ૨૦

નખ જ્વાલા જ્વાલામુખી અભેદા સર્વ સંધીને,
શુક્રને બ્રહ્માણી રક્ષો નમો દેવી નમું અંબે;
છાયા છત્રેશ્વરી રક્ષો અહંકાર મનબુદ્ધિ પ્રાણ,
અપાન વ્યાન ઉદાન સમાન વાયુ નમો દેવી નમું અંબે. ૨૧

વજ્ર હસ્તા પ્રાણ યોગીની ગંધરૂપ રસ શબ્દ સ્પર્શ,
કરો ભદ્રા સદા રક્ષા નમો દેવી નમું અંબે;
સત્વ રજ તમસને રક્ષો પ્રીતે નારાયણી દેવી,
આયુષ્યને રક્ષ વારાહી નમો દેવી નમું અંબે. ૨૨

ધર્મને વૈષ્ણવી રક્ષો લક્ષ્મી જય કીર્તિ સપ્તશતી,
ગોત્રને ઇંદ્રાણી રક્ષો નમો દેવી નમું અંબે;
પશુપાલન કરો ચંડી પુત્ર રક્ષો મહાલક્ષ્મી,
ભૈરવી ભાર્યાને રક્ષો નમો દેવી નમું અંબે. ૨૩

ધનની ધનેશ્વરી રક્ષા કન્યાની કૌમારી કરજો,
ક્ષેમ કરી મારગમાં જોજો નમો દેવી નમું અંબે;
યોગરદમ વિજયા વસજો મહાલક્ષ્મી રાજ્યદ્વારે,
યુદ્ધમાં જયવર્ધીની રહેજો નમો દેવી નમું અંબે. ૨૪

સર્વ રક્ષક અને પુનિત કવચનો પ્રેમે પાઠ કરવો,
કહ્યું મેં ગુપ્ત કવચ રહસ્ય નમો દેવી નમું અંબે;

રક્ષાહિનં રહ્યું જે સ્થાન કવચમાં ન કથેલું સ્થાન,
જયન્તી વસો સર્વે સ્થાને નમો દેવી નમું અંબે. ૨૫

ભલું જે જાતનું ઇચ્છે કવચને તજી કોઇકાળે,
કદમ નવ એક ડગ ભરવું નમો દેવી નમું અંબે;
કવચથી વીંટાએલો જ્યાં જાય સદા જય લાભ અર્થ પામે,
કામના સઘ પુરી તો થાય નમો દેવી નમું અંબે. ૨૬

સંપતિ ધરાપર પામી સદા વિજય વરતાવે,
માનને અભયપદ સાધે નમો દેવી નમું અંબે;
દેવને છે પરમ દુર્લભ્ય કવચ આ દેવીનું ઉત્તમ,
કરે જે પાઠ પૂજાયે નમો દેવી નમું અંબે. ૨૭

જપે જે પ્રાતને મધ્યાન સંધ્યા સમયે શ્રદ્ધાથી,
કવચને દેવરૂપ તે થાય નમો દેવી નમું અંબે;
મરે નવ અકાળ મૃત્યુથી અંગ વ્યાધી નવ થાયે,
મંત્ર વિપ મારણુ નવ ભેદે નમોદેવી નમું અંબે. ૨૮

ભૂચર ખેચર જલવાસી સહજ કુલજ માલા શાકીના,
અધમ સ અસુર નાશી જાય નમો દેવી નમું અંબે;
અઘોર અંતરિક્ષ ભૂત પિશાચ ડાકીની યક્ષ ગૃહદાનવ,
ગાંધ્રવો દુર સૌ ભાગે નમો દેવી નમું અંબે. ૨૯

બ્રહ્મરાક્ષસ અને કુષ્માંડ ભૈરવ ને વળી વૈતાલ,
વંદી દુર નાશ જાય નમો દેવી નમું અંબે;
કવચથી નૃપમાન આપે કવચથી કીર્તિ તો વાધે,
કવચથી દીગાન્તરે પૂજાય નમો દેવી નમું અંબે. ૩૦

કવચ ભણી કરે સપ્તશતી પાઠ પૃથ્વીનું રાજ કરે સુખે,
વેલો પુત્ર પૌત્ર વાધે નમો દેવી નમું અંબે;
દેહના અંત પછી પામે પરમપદ દેવને દુર્લભ્ય,
ભોગવે પરમરૂપ ધારી નમો દેવી નમું અંબે. ૩૧

જગતના અંત સુધી તે કૃપા મહામાયાની પામી,
અભય આનંદમાં મ્હાલે નમો દેવી નમું અંબે;
શિવરૂપ થાય જીવ તેનો જીવ શિવશિવા સંગરાજે,
જપે અજપા નિત્ય જાપ નમો સામ્બ નમું અંબે. ૩૨

— —

# અર્ગલા સ્તોત્ર.

## ગઝલ-ધુન.

" જગતની જ્યોતિ જયઅંબે જીવન તું જગત જયઅંબે,
જનેતા જુગ જયઅંબે જગાવું જાગ જયઅંબે. "
જય જય જય જુગદંબે ! !

જયન્તી મંગળાકાલી ભદ્રકાલી કપાલિની,
દુર્ગા ક્ષમા શિવા ધાત્રી સ્વધા સ્વાહા નમું અંબે;
જગત વંદે શ્રી ચામુંડે જય ભૂતાર્તિ હારીણિ,
સર્વ ગત કાલરાત્રી તું કરીને જય નમું અંબે. ૧.

મધુ કૈટભ મારિણી વિધાતૃ વરદાયીની,
રૂપ જય જશને આપો રિપુ કાપો નમું અંબે;
મહિષાસુર મર્દિની વિધાત્રી વરદે અંબે,
રૂપ જય જશને આપો રિપુ કાપો નમું અંબે. ૨

રક્ત બીજ અસુર હણીને વિદાર્યાં ચંડમુંડ દેવી,
રૂપ જય જશને આપો રિપુ કાપો નમું અંબે;
માર્યા તેં શુંભ ને નિશુંભ હણ્યો ધ્રુમ્રાક્ષ મહાબળિઓ,
રૂપ જય જશને આપો રિપુ કાપો નમું અંબે ! ૩

નમે સૌ સુર ચરણુ તારે સર્વ સૌભાગ્યદાયીની,
રૂપ જય જશને આપો રીપુ કાપો નમુ અંબે,
અચિંત્ય છે રૂપ ને ચારિત્ર સર્વ શત્રુ વિનાશીની,
રૂપ જય જશને આપો રિપુ કાપો નમું અંબે. ૪

નિરંતર નમ્ર થૈ નમતા કરંતી પાપનાશ ચંડી,
રૂપ જય જશને આપો રીપુ કાપો નમું અંબે;
સ્તવે ભક્તિ થકી તુજને કરે તું નષ્ટ કષ્ટ ચંડી,
રૂપ જય જશને આપો રિપુ કાપો નમું અંબે. ૫
જગતમાં કરે ભક્તિ પૂર્વક નિરંતર પૂજન તો તારૂં,
રૂપ જય જશને આપો રીપુ કાપો નમું અંબે,
દેવી સૌભાગ્ય આરોગ્યં પરમ સુખને સદા આપો,
રૂપ જય જશને આપો રીપુ કાપો નમું અંબે. ૬
કરી કલ્યાણ હે ભદ્રા વિપુલ લક્ષ્મી મને આપો,
રૂપ જય જશને આપો રીપૂ કાપો નમું અંબે;
વધારો બળ અતિ અંગે અરીને મર્દી હે ચંડી,
રૂપ જય જશને આપો રીપુ કાપો નમું અંબે. ૭
ઘસાયે ચંડી તુજ ચર્ણે અસુર સુર મુસ્તકના રત્નો,
રૂપ જય જશને આપો રીપુ કાપો નમું અંબે;

કરો સૌ મનુષ્યને જશવંત વિદ્યાવંત લક્ષ્મીવંત,
રૂપ જય જશને આપો રીપુ કાપો નમું અંબે. ૮

ચંડી પ્રચંડ દૈત્ય દર્પઘ્ન નમેલો ચરણે છું શરણે,
રૂપ જય જશને આપો રીપુ કાપો નમું અંબે;
ચતુરભુજે ચતુર્વક્રે સ્તવેલી આદ્ય પરમેશ્વરી,
રૂપ જય જશને આપો રિપુ કાપો નમું અંબે. ૯

સ્તવેલી ભક્તિથી કૃષ્ણે આદ્યશક્તિ શ્રી અંબિકે,
રૂપ જય જશને આપો રિપુ કાપો નમું અંબે;
સ્તવેલી પાર્વતીપતિયે દુહિતા હિમાચળની મા,
રૂપ જય જશને આપો રિપુ કાપો નમું અંબે. ૧૦

સ્તવેલી સદ્ભાવે શક્રે પૂજેલી પરમપરમેશ્વરી,
રૂપ જયજશને આપો રિપુ કાપો નમું અંબે;
કર્યો છે ગર્વ અસુરનો ખંડ દંડ બાહુ થકી દેવી,
રૂપ જયજશને આપો રિપુ કાપો નમું અંબે. ૧૧

ભક્તજન ઉર આહ્લાદક શ્રી અભય આનંદની દાતા,
રૂપ જયજશને આપો રિપુ કાપો નમું અંબે;
પુત્ર આપો લક્ષ્મી આપો કરો મનકામના પૂરી,
રૂપ જયજશને આપો રિપુ કાપો નમું અંબે. ૧૨

કુલવંતી પત્ની મનરમા મનોવૃતાનુસારીણી,
તારીણી દુર્ગ દધી સંસાર આપો દેવી નમું અંબે;
પાઠ આ સ્તોત્ર તણો જાપી જપે મહાસ્તોત્ર સપ્તશતીનું,
સંપતિ ફળ ચંડી જપના પામે નર પૂર્ણ નમું અંબે. ૧૩

---

# કીલક સ્તોત્ર.

---

## ગઝલ–ધુન.

"જગતની જ્યોતિ જય અંબે જીવન તું જગત જય અંબે,
જનેતા જુગ જય અંબે જગાવું જાગ જય અંબે"
જય જય જય જુગદંબે ! !

જ્ઞાન વિશુદ્ધ દેહ જેનો ત્રિવેદી દીવ્ય છે ચક્ષુ,
શ્રેયઃ પ્રાપ્તી નિમિત્ત ધર ચંદ્ર નમો સામ્બ જય અંબે;
મંત્રોની સિદ્ધી અટકાવે શાપરૂપ કિલક સંહારે
સ્તોત્ર વિણ જપે મંત્રનો જાપ પામે કલ્યાણ જય અંબે. ૧

સિદ્ધ થાયે ઉચ્ચાટન યોગ સ્તોત્રનો મંત્ર જેહ જાપે,
સ્તવનથી પ્રસન્ન થાય છે નિત્ય ચંડીકે જય જય અંબે;
ઉપાસક કીલક સ્તોત્ર આગે વૃથા ઔષધ મંત્ર પ્રભાવ
થાય છે કાર્ય ઉચ્ચાટન સિદ્ધ કાર્ય વિણુ જાપ જય અંબે. ૨

કાર્યસિદ્ધીમાં સ્તોત્ર કીયું શ્રેષ્ઠ સપ્તશતી અન્ય મંત્ર જપ સ્તોત્ર
સર્વથી શ્રેષ્ઠ સપ્તશતિ સ્તોત્ર વદેછે સામ્બ જય અંબે,
ગુપ્ત રાખ્યું જાણીને શુભ શંભુએ સપ્તશતિનું સ્તોત્ર,
આવે છે અન્ય મંત્ર પુન્યપાર ચંડી પુન્ય શ્રેષ્ઠ જય અંબે. ૩

મંત્રને જપ કરનારો પામે કલ્યાણુ નિઃસંદેહ,
નથી વિશ્વેજ ફળદાતા સપ્તશતી સમ જય અંબે;
કરી એકાગ્ર ચિતે પૂજા કરે દેવીને ધન અર્પણુ
કૃષ્ણુ ચૌદશ આઠમને દીન જય પામે જય અંબે. ૪

શક્તિની આજ્ઞા લઇ જે ભક્ત કરેલા ધન અર્પણુમાંથી;
ઉદર નિર્વાહ જેટલું લે પ્રસન્ન ચંડી રહે જય અંબે;
સ્તવ્યું આ કીલક સ્તોત્ર શિવે જાણીને જગતના જન સૌ
કૃપા ઇષ્ટની પ્રાપ્ત કરીને થશે ઇશ્વર જય અંબે. ૫

જપે જે પુરૂષ સપ્તશતીને કરી નિષ્કીલાં વિધીથી,
થાય તે સિદ્ધ ગણુગાંધર્વ દેવીના જગમાં જય અંબે;

ગમે ત્યાં અટન અટવીમાં કરે ભય કદી ન તે પામે
થાય નહીં અકાળ તો મૃત્યુ મળે શુભ મોક્ષ જય અંબે. ૬

કીલકને સમજી પાઠ કરવો નહીતો નાશ થાય જાણો
વિમુધે શરૂવાતથી શુદ્ધ સ્તોત્ર જપવું જય અંબે
દીસે સૌભાગ્ય જે સુંદરીમાં પ્રાપ્ત શ્રી કૃપાથકી થાયે
માટે નિત્ય કીલક પાઠ કરવો ભક્તિ ધરી ઉર જય અંબે. ૭

જપે જો પાઠ મંદ સ્વરથી સંપતિ પામે જન જગમાં,
ઉચ્ચે સ્વરથી ઉંચ્ચ સંપતિ પામે નિશ્ચય જય અંબે;
મળે ઐશ્વર્ય ધન સૌભાગ્ય મોક્ષ આરોગ્ય ટળે રિપુ,
સ્તવન શા કાજ કરે નવલોક જપો જીભેથી જય અંબે. ૮

## સ્તોત્ર સમાપ્ત.

# શ્રી ચંડી કાવ્ય.

## શ્રી સપ્તશતી સાર કથામૃત.

### અધ્યાય ૧ લો.

#### હરીગીત છંદ.

એક અવસરે તપ આદરે માર્કંડ નામે મહામુની,
જયકારી આવી પ્રશ્ન કરતા વ્યાસ શિષ્ય જૈમીની;
ઉત્પતિ સપ્તશતિ તણી મુનિવર મને પ્રેમે કહો;
સંસારમાં જે વ્યાપ્ત શક્તિ સાર સંસારે રહ્યો.

અષ્ટમ મનુ રવિ સુત શ્રી સાવર્ણી જે કહેવાય છે,
વિસ્તાર સારકથા સુણે પાવન પાપી થાય છે;
ચંડી તણો મહીમા ચરાચર વ્યાપી સૂણે જાય છે,
આનંદ અંતરમાં થઇ જીવ શાંતીથી હરખાય છે. ૨

જશવંત જૈમીની કહું ઉત્પત્તિ કારણ મનુ તણું,
ઉમંગથી ઉભરાય છે ઉત્કૃષ્ટ ઉર તમ અતિ ઘણું;
પ્રભાવ મહામાયા તણો મન્વંતરાધિપ જે થયો,
સાવર્ણિ રવિ સુત મહાભાગ તે શોક પૂર્વેનો ગયો. ૩

સ્વારોચિષ મન્વંતરે ચૈત્ર વંશ વિશાળ જે,
સમસ્ત ક્ષિતી મંડળ થયો એક સુરથ નામ ભુપાળ છે;
પાળે પ્રજાને પુત્રસમ કલ્યાણ સૌનું તે કરે,
કોલા વિધ્વંસિ ભૂપતિ સુરથ તણી ઇર્ષા ધરે. ૪

દૈવગતિ છે કારમી કોલા નૃપ ચઢી આવીઓ,
માંડી પ્રજાને લૂંટવા દંડી સુરથ ઝટ ઝાલીઓ;
પેટ ફૂટયું રાયનું નિજ સચીવે નૃપ ઘેરાવીયો,
ગાદી જીતી કબ્જે કરી કુડકપટે રાય હરાવીયો. ૫

રાજા છતાં લીધું હરી નિજ સૈન્ય ને ભંડારરે,
બ્હાર વંહી જોઇને રાયે કર્યો જ વિચારરે;
મૃગયા નિમિત્તે એકલો અશ્વે ચઢી ચાલ્યો ગયો,
ગહન વનમાં વિચરતાં બહુ રાય તે દુઃખી થયો. ૬

સૈન્ય કો સાથે નહીં દુઃખ કારમું ઉરમાં ધરે,
હાજર થતા આવી હજારો ત્યાં એકલો તે ડગ ભરે,

એમ કરતાં આવીયો મેધારૂષી જ્યાં તપ કરે;
અવલોકતાં આશ્રમ સુંદર નયન નૃપ ત્યાં તો ઠરે. ૭

વૃક્ષો થકી વિંટાએલો આશ્રમ સુખનું સાજરે,
મુનિ વૃંદ જ્યાં સૌ તપ કરે ત્યાં પાપ થાયે પ્રાજરે;
રૂષી ચરણમાં શીર નામીયું મુનિએ દીધું સન્માનરે,
શાંતી ધરી ઉર કાળ કંઇ ભૂપતિ રહ્યો તે સ્થાનરે. ૮

એક દીન ચિંતન ચિત વિષે કરતોજ ભૂપ અપારરે,
સુખ સાહેબી સૌ નષ્ટ થઇ ઉરમાં ધરેજ વિચારરે;
બુદ્ધિ નિવૃતિ માર્ગથી ચિંતા કરંતા ભ્રષ્ટ થઇ,
મારાપણું ને મમત્વના અભિમાનથી શુદ્ધી ગઇ. ૯

મમ પૂર્વજોએ પ્રથમ પાળી પોષીયું મુજ ગામરે
સેવક સચીવ સૌ પાપીઆ કેમ પળશે અરિ ઠામરે,
વૃત્તિ થઇ વિપરીત હા રૈયત રગડશે રાંકડી,
દુઃખ પામશે ધેનુ પ્રજા કકળાટ કરશે બાપડી. ૧૦

પ્રધાન મારો પ્રિય માવત હસ્તિ મદભર જોહરે,
હાથ અરીને તે પડયા શા સુખ ભોગવશે તેહરે;
ગુણિયલ અનુચર માહરા તે ચઢયા શત્રુ હાથરે,
ભંડાર ક્ષય કરશે બહુ દુઃખ પામશે અનાથરે. ૧૧

મુજ ભામીની અતિ સુંદરી મુજ સાથ પ્રેમી મનરે,
શત્રુ તણા નીચ ત્રાસથી ગભરાઈ જાશે તનરે;
નિત કલેશ ને કંકાસથી ચિત માંહી ચિંતાને ગ્રહે
દુર્બળ અને દુઃખી બની આશ્રમ રૂષીના તે રહે. ૧૨
એક દીન એ આશ્રમે એક દીન વૈસ્યને નિરખીયો,
અંતર વિચારી એહનું નિજ સમ દુઃખી પરખીયો;
લાવી દયા દીલને વિષે બહુ પ્રેમથી બોલાવીઓ,
આપી દીલાસો દુઃખમાં નિજ ભાઇ પેરે પાળીઓ. ૧૩
બાંધવ કેમ દુખીઓ દીસે દુઃખ દીલનું તું કહે મને,
કાયા ગળી થઇ કારમી શું કષ્ટ છે અંતર તને;
વૈસ્ય વગતો બોલીઓ છે સમાધી મુજ નામરે,
કર્મે કરી દુઃખ પામીયો વિપરીત બન્યું છે કામરે. ૧૪
વ્યાપારમાં ધન મેળવી ઘરમાંહી પગ મેં મુકીઓ,
ધનમાલ બહુ મમ સાથ દેખી પુત્ર ધર્મને ચુકીઓ;
મમ સુત ને વળી સુંદરી લોભે થયા અતિ દુષ્ટરે,
કબજે કર્યું ધન કપટથી લોભી બન્યા પાપીષ્ટરે. ૧૫
ઘર બહાર મુજને કાઢીઓ ધન અધીકું હા લાવવા,
અપમાન ને બહુ ત્રાસથી વનમાં ફરૂં છું હાલ આ;

હાથે લીધેલી આપદા આ દુઃખ કોને હું કહું,
દાંત કચરે જીભ જ્યાં ત્યાં કષ્ટ શું ઉરમાં લહું. ૧૬

શાંતી પડે નહીં મન વિષે અંતર વ્યાધી થાય છે,
ભ્રમીત ચિત મારૂં થયું નિશદીન જીવ મુંઝાય છે;
તાત પ્રેમને ત્યાગીઓ નવ પુત્ર પ્રેમ તજાય છે,
સ્ત્રી પુત્રને પરિવાર પ્રેમે પ્રાણ મુજ પ્રોવાય છે. ૧૭

જેને ગણે તારા સદા મારાજ મનથી માનતો,
તેણે તજ્યો ધન લોભથી તેનું નથી કાંઇ ધ્યાન તો;
ખતા પડયા તુજને ઘણા તોપણ તજે નહીં પ્રેમને,
નીર લાવી આંખમાં ઉર યાદ કરતો રહેમને. ૧૮

## ચોપાઇ.

તજ્યો તાતનો પુત્રે નેહ દીધો ધન લોભે કરી છેહ,
પલટાણી મમ પ્રિય સુંદરી સ્વજન સૌ મેલ્યા પરહરી;
સ્નેહ ધરીને તોયે રાય કઠણ કાળજ નવ મમ થાય;
નિરગુણ છે તે જાણું સહી તોયે મમતા જાયે નહીં. ૧

હાય રાજ કહે ભૂપજ ગયું જોત જોતાંમાં શું શું થયું,
મુજ વૈભવ હું શું કહું કથી હાય મમતા જાતી નથી;

ચાલો રૂષીને પૂછીએ વાત જઈ બેઠા બંને સંગાથ,
મુની ચરણે પડી વંદન કીધ એઉને આદર આસન દીધ. ૨

કથા વારતા કહે અનેક રાજા રૂષીને પૂછે વિવેક,
ભગવત પ્રશ્ન કરૂં છું આજ ઉત્તર આપો ઋષીરાજ;
રાજ્ય મારૂં લીધું રીપુએ હરી અંહી રહ્યો ઉર ધીરજ ધરી,
આ છે વૈસ્ય ધનવંતો ઘણો સુણો મુનિ હેવાલ એ તણો. ૩

એના બદલાયા સુત નાર લોભે છાંડયો નિજ પરિવાર,
દુઃખીઆ એવા બંને મળ્યા તમ દર્શનથી કષ્ટજ ટળ્યાં;
મને રાજની મમતા ઘણી માયા એને સ્વજન તણી,
આ રીતનું અંતર દુખ મુનિ કહો કેમ થાશે સુખ. ૪

દુષ્ટ દોષે કરી વિષય સાથ મારૂં મન મોહે છે નાથ,
વિભુ તેહનું કારણ કશું મુજ મનમાં અંધારૂં વસ્યું;
મદથી થયો વિવેકજ અંધ લાગ્યા માયા કેરે ધંધ,
ચિતમાં જરી ચેનજ નવ પડે મનડું માયામાં રડવડે. ૫

## હરીગીત છંદ.

પ્રશ્ન સુણી રાયનો વદીયા ઋષીવર વચન રે,
વિષય ગોચર જ્ઞાન સરખું જીવજંતુ કેરે મન રે;

પ્રથક વિષય જ્ઞાનથી રસ ઈંદ્રીને આધીન થઈ,
રસબસ સદા રહેતા મચી ઉર વાસના રસની લઈ.
દીવાંધ પ્રાણી કંઇ દીસે ભૈરવ ઉલુક નવ ભાળતા,
વળી પંખી કાગાદીક અરે નવ રજનીએ કંઈ ન્યાળતા;
વળી દીન કો દેખે નહીં નવ રજનીએ જરી પેખતા,
પશુપંખી તે સૌ વિષયમાં રસબસ બધા છે લેખતા. ૨

છે મનુષ્ય જ્ઞાની એમ નહીં પશુપક્ષી મૃગ જ્ઞાની સહી,
આહાર નિંદ્રા ભય વિષયનું જ્ઞાન છે સરખું લહી;
પક્ષી ગૃહે છે અન્ન ચાંચે પોતે ક્ષુધાતુર રહી સદા,
નિજ બાળને ખવરાવતા પિતુ ફરજનેજ કરી અદા. ૩

તેમ મનુષ્ય બાળ ઉછેરતા મોટા થઇ કરે સેવના,
શ્રાદ્ધ કરી રૂણ બાધ ટાળે સુખ આપતા પિતુ મેવના;
પક્ષીને ઉપકાર કંઈ નહિં વળગી માયા તો રહી,
ઉડી જાય આવે પાંખને નવ ઓળખે મા સુત સહી. ૪

તોયે પશુ પંખી બધા માયા વિષે બંધાય છે,
મનુષ્યનું કહો શું ગજુ માયા સરે સંધાય છે;
પશુપંખી જીવજંતુ બધા વળી મનુષ્યને સૌ દેવતા,
માયા તણે આધીન છે બની દીન માયા સેવતા. ૫

આશ્ચર્ય એમાં કંઈ નથી એ આદીનો વ્યવહાર છે,
સૃષ્ટી તણુા સૌ કાર્યમાં ઉત્પતિ સ્થિતિ સંહાર છે;
વિષ્ણુ વિભુની યોગનિંદ્રા જગતને મોહાવતી,
રાગી વિરાગી જ્ઞાનીઓને ઘડી ઘડીજ નચાવતી. ૬

ભગવતિ એ મોહીની માયા વિષે દીસે ભરી,
એ મોહમાં મોહાવીઆ જોગી જતીને ફરી ફરી;
જગત સૃષ્ટી જુગ્તિને જાણી દીધી નર મુક્તિને,
નાચી નચાવે વિશ્વને વિવિધ બતાવી યુક્તિને. ૭

વિદ્યા પરમ માયા ખરી સ્થિર ચર હેતુ ભૂત વિસ્તરી,
સમ્યક જાયે નવ કળી કો વિશ્વ બંધ હેતુ વળી;
આદી અનાદી વ્યાપ્ત છે જ્યાં જોઇએ ત્યાં વિશ્વેશ્વરી,
માયા મહીતળમાં દીસે છે એક આદી ઇશ્વિરી. ૮

સુણી વચન રૂપીરાજના ત્યાં ભૂપતી વાણી વદે,
વિભૂ મહામાયા કહી સત્યાર્થ મેં નવ લહી રદે;
તે કોણ માયા કોથી થઇ તેનું કહો શું કર્મ છે,
પ્રભાવને સ્વભાવ ઉત્પતિ સ્થિતી શું મર્મ છે. ૯

રૂખી વધા સુણ નરપતિ માયા એ મૂર્તિ કીર્તી નિત્ય,
એથી રચ્યું આ વિશ્વ વ્યાપી છે રૂપ કારણ એ પ્રતીત.

દેવ કાર્યને અર્થે છે ઉત્પતિ વચન કહેવાય છે,
પ્રકટ રૂપજ હોય તેનું કારણ ભૂપ મનાય છે. ૧૦

સદા નિરંતર નિત્ય છે થાયે ન કંઇએ નાશ છે,
પ્રકટીજ કારણથી કહેવાયે રૂપ કરીને પ્રકાશ છે;
જ્યારે જગત ઉદધી રૂપે સ્વામી રહ્યા ભગવાનરે,
કલ્પાંત સમયે શયન કરતા શેષ ભજીને સ્થાનરે. ૧૧

ત્યારે હરીના કર્ણ મેલે બે અસુર પેદા થયા,
બ્રહ્માનો કરવા અંત મધુ કૈટભ તત્પર થૈ રહ્યા;
બ્રહ્માજ નાભી કમળ હરીને દીઠા દાનવ ઘોરરે,
આદ્ય વિષ્ણુ પોઢીયા ત્યાં નિંદ્રામાંહ્ય કઠોરરે. ૧૨

એકાગ્ર ત્યાં વિધી થઇ કરે યોગ નિંદ્રા સ્તવનરે,
નયન હરીને વાસ કરીઓ ત્યારે કહુંજ વચનરે;
જાગે જરા જો વિષ્ણુ તો માયાજ અળગી થાય છે,
સ્તવન નિંદ્રા ભગવતીનું માંડયું છે સૂણુ રાયરે. ૧૩



# વિધી સ્તવન.

## ( રાત્રી સૂક્તમ્. )

### ગઝલ–ધુન.

" જગતની જ્યોતિ જયઅંબે જીવન તું જગત જયઅંબે,
જનેતા જુગ જયઅંબે, જગાવું જાગ જયઅંબે.
જયજયજય જુગદંબે ! !

ઇશ્વરી વિશ્વ જગત ધાત્રી સ્થિતિ સંહાર કારીણી,
નિંદ્રા ભગવતી વિષ્ણુ જગતની જ્યોતી જયઅંબે;
તું છે સ્વાહા સ્વધા આઇ વષટ્કાર તું સ્વર અક્ષર,
સ્વરાત્મિકા સુધા નિત્ય ત્રિધા જગતની જ્યોતી જયઅંબે. ૧
અર્ધ માત્રા સ્થિતી સંધ્યા તું સાવિત્રીજ સુરમાતા,
પરાત્વં જગ ધ્વરાત્વં તું જગતની જ્યોતી જયઅંબે;
મહાવિધા મહામાયા મહા મેધા સ્મૃતિ વ્યાપાર,
તું છે સૃષ્ટી વિસૃષ્ટી અંત જગતની જ્યોતી જયઅંબે. ૨
મહા મોહા તુ ભગવંતી મહા દેવી મહેશ્વરી,
પ્રકૃતિ રૂપ ત્રિગુણી તું જગતની જ્યોતી જયઅંબે;
કાલરાત્રી મહારાત્રી તું મોહ રાત્રી છું દારૂણા,
વસી સ્થાવર જંગમ ગાત્રી જગતની જ્યોતી જયઅંબે. ૩

તું શ્રી તું બુદ્ધિ ને બોધી લક્ષણા લજ્જા તુષ્ટી તું,
શાન્તી ક્ષાંતી અને પુષ્ટી જગતની જ્યોતી જયઅંબે;
ખડગીની શૂલીની ઘોર ગદીની ચક્રિણી શંખીની ચાપીની;
બાણુ ભુશુંડી પરિઘાયુધા જગતની જ્યોતિ જય અંબે. ૪

પરાપરથી અપરંપાર સકળ વસ્તુની છે શક્તિ,
સ્તવું શું જાણું ન તુજ ભક્તિ જગતની જ્યોતિ જય અંબે;
કર્યા જગતનાથ નિંદ્રાધીન તો તારો મહીમા કો જાણે,
ધરાવ્યા હું હરી શિવ દેહ જગતની જ્યોતિ જય અંબે. ૫

મધુ કૈટભ કરી મોહીત કરો જાગૃત જગ અચ્યુત,
બોધો અસુર કરવા નાશ જગતની જ્યોતિ જય અંબે;
સ્તવે ધાતા મહીમાતા કરો સુખશાન્તી ને શાતા,
શરણમાં તુજ ચરણ સ્હાતા જગતની જ્યોતિ જય અંબે. ૬

## હરીગીત છંદ.

વાણી વિરંચીની સુણી કરવા અસુરનો નાશરે,
દેવી પ્રગટીઆ તામસી જ્યોતિ સ્વયં પ્રકાશરે;
નેત્ર નાશા બાહુથી વળી ઉર ઉદરથી ઉદ્દભવ્યા,
મુક્ત કરીઆ નાથને દર્શન ધાતાને થયા. ૧

નાંખી નજર જ્યાં વિભુએ ત્યાં ઘોર દાનવ દેખીઆ,
તત્પર થતા તે ભક્ષવા વિધાને જતાજ અભાગીઆ;
ઉઠી હરીએ ત્યાં કર્યો એ અસુરથી સંગ્રામરે,
દારૂણ મચીયું યુદ્ધ ત્યાં પંચ સહસ્ત્ર વર્ષ એ ઠામરે. ૨

અસુરો કરે બહુ વેગથી ગોવિંદપર પ્રહારરે,
મોહે ચઢાવ્યા કારમા માયાએ અસુર અપારરે;
યુક્તિ કરી હરીએ નવી વિદ્યા વિમાસી બોલીઆ,
પ્રસન્ન છું તમ વિક્રમે વરં બ્રુહી કહી ડોલીઆ. ૩

બળવંત છો કળવંત છો આ વિશ્વમાં વિખ્યાત છો,
બાહુબળી વર માગવા લાયક તમે બે ભ્રાત છો;
ભ્રકુટી થકી મુકી મોહીની મતિ અસુરની ત્યાં તો ફરી,
મદભર્યા કહે મૂઢ ગરૂડારૂઢને મદ ઉર ધરી. ૪

વરશુંજ વિષ્ણુ આપશો શક્તિ નથી કંઇએ જરી,
વરદાન આપું હું વિભુ માગો તમે પ્રેમે હરી;
હસીને વધા ત્યાં વચનરે ત્રિલોકના જે નાથરે,
માગો કહે હું માગું છું તમે મરો મારે હાથરે. ૫

વિમાસીયા ત્યાં દૈત્ય મન બાજી બધી અવળી લહી,
વર માગીએ આપો હરી વર માગવા ઇચ્છા સહી;

વિષ્ણુ કહે તૈયાર છું વર આપવા માગો તમે,
જ્યાં જળ નહીં વળી સ્થળ નહીં ત્યાં સુખથી મરીએ અમે. ૬

કહીને તથાસ્તુ જાંગ ઉંચી ત્યાં કરી જગદીશરે,
ચાલો મુકો જંઘાપરે આનંદથી તમ શીશરે;
હરિએ ધર્યાં ત્યાં શીર છેદ્યા ચક્રથી તે ઠારરે,
માર્યા મધુ કૈટભ દનુજ લાગી જરા નહીં વારરે. ૭

જયકાર વ્યાપ્યો જગતમાં આનંદ વિધી ઉર પામીઆ,
શુભ સ્વરૂપ પ્રગટયું ભગવતિનું દુખડા દુર વામીઆ;
હાજર ભકતાધીન જોતી ભાવે ભજે હાજર થતી,
રક્ષા કરે શક્તિ વડે નિજ ભકતની શક્તિ સતી. ૮

## મધુ કૈટભવધ સમાપ્ત.

## પ્રથમ અધ્યાય સંપૂર્ણ.



# અધ્યાય ૨ જો.

---

## દોહરા.

મહીમા કહું ચંડી તણો સાંભળો મન કરી ઠામ,
પૂર્વે દેવાસુર થયો શત વર્ષો સંગ્રામ. ૧

મહીષાસુર એક મહાબલી શક્ર પરાજય કીધ,
દેવ સકળને કાઢીઆ પદવી પુરંદર લીધ. ૨

સૂર ત્રાસથી ચાલીઆ બ્રહ્મા શંકર સંગ,
વેગે કરીને આવીઆ સ્વામી જ્યાંહી શ્રી રંગ. ૩

વૃતાન્ત સઘળું તેહનું દેવે કહ્યું તત્કાળ,
સ્થાનક ભ્રષ્ટ બનાવીઆ દયા કરોજ દયાળ. ૪

વન્હિ વરૂણ રવિ ઇંદ્રને સોમ યમ ધનપાળ,
અમર તણા અધિકારને ભોગવે સર્વે વિશાળ. ૫

સુર સ્વર્ગથી કાઢીઆ અવનીચર થયા દેવ,
મનુષ્યવત થઇને પડયા જાણો અવશ્યમેવ. ૬

અંતર દુઃખ સઘળું કહ્યું શરણે આવ્યા આજ,
મહીષાસુરના વધ તણો કરો ઉપાય મહારાજ. ૭

વચન સુણી સૌ સુરનાં ચઢયો હરીને કોપ,
અનર્થ અસુરે આદર્યો થયો ધર્મનો લોપ. ૮

ક્રોધાતુર હરી મુખથકી નિસર્યું તેજ મહાધામ,
બ્રહ્મા શિવ સુર અવરનું તેજ મળ્યું એક ઠામ. ૯

જળહળ જાણે નગ થયો તેજ તણો અંબાર,
સર્વે સુર દ્દષ્ટી સમક્ષ થઇ તેજોમય નાર. ૧૦

ત્રિભુવન વ્યાપ્યું તેજ તે વરત્યો જયજયકાર,
દશે દીશા એ તેજથી ઝગમગ થઇ નિરધાર. ૧૧

શ્વેત શંભુના તેજથી સુંદર મુખ થયું સાર,
વદન શ્વેત શોભી રહ્યું જેમ વિદ્યુત ચમકાર. ૧૨

યમ તેજે કેશો થયા બાહુ વિષ્ણુ પ્રૌઢ,
સોમ થકી સ્તનદ્રય થયા કટી શક્રથી ગુઢ. ૧૩

વરૂણ તેજે ઉરૂ જંઘને નિતંબ મહીના જેહ,
વિધી તેજે ચરણો થયા અંગુલિ અર્ક વળી તેહ. ૧૪

વસુ તેજે કર અંગુલી નાસિકા ધનપત્ય,
પ્રજાપતિથી દંત સર્વે નયનત્રિ પાવક સત્ય. ૧૫

ભ્રુકુટી થઇ સંધ્યા થકી શ્રવણ તેજ પવન,
સકળ સુરના તેજથી શ્રી વાધ્યા ધન ધન્ય. ૧૬

તેજ રૂપ જોઈ શ્રી તણું હરખ્યા દેવ સમસ્ત,
ધીર ધરી અંતર જરી થશે અસુરનો અસ્ત. ૧૭

## હરીગીત છંદ.

આનંદ પામ્યા અમર સૌ મહીષે પીડયાજ અપારરે,
આયુધ આપો આપણા શ્રીને કરો નવ વારરે;
એક ત્રિશળ કર્યું ત્રિશળથી શિવે ઉમંગે આપીયું,
ગરૂડારૂઢે નિજ ચક્રથી એક ચક્ર શ્રી કર સ્થાપીયું. ૧

શંખ વરૂણ ને શક્તિ વન્હી મરૂતે આપ્યું ચાપરે,
નિજ વજ્રથી કરી વજ્ર ઇંદ્રે ગજ ઘંટા આપી આપરે;
યમ દંડ પાશજ જળપતિ પ્રજાપતિ અક્ષ માળરે,
બ્રહ્મા કમંડળ તરણી નિજ કર ખડગ ખેડુ કાળરે. ૨

ક્ષીર સાગરે ભૂષણ ધર્યાં નિર્મલ વસન દીવ્ય હારરે,
ચુડામણિ કુંડલ કંકણ તાટંક વેસર સારરે;
અર્ધ શશિ કેયુર બાહુ ચરણે નુપુર છે ભવ્યરે,
પદ કડી વીંટી અંગુલી જે રત્ન જડી મહા દીવ્યરે. ૩

વિશ્વકર્માએ કવચ પરશુજ અસ્ત્ર રસાળરે,
હિમાચળે સિંહ આપીઓ પંકજ સમુદ્રે વિશાળરે;

આપ્યું કુબેરે મધનું એક પાન પાત્ર એ વારરે,
રત્નમણી શોભીત શેષે આપ્યોજ નાગ હારરે. ૪

આનંદ પામી અમર વૃંદે આપીયું સન્માનરે,
હાસ્ય કીધું શક્તિએ શબ્દ પૂર્યો નભ સ્થાનરે;
પડઘો પ્રચંડ તેનો થયો કંપ્યાજ સઘળા લોકરે,
વસુધા ચળી મહીધર ધ્રુજ્યો કહે દેવ જયજય શ્લોકરે. ૫

## ઉધોર છંદ.

આ શો કારમો ઉત્પાત ધ્રુજંતી ધરા સાક્ષાત,
ડોલે દશ દીસે દીગપાળ કોપ્યો મહીષ આણી કાળ;
થાઓ દાનવો તૈયાર ધારો કર વિષે હથિઆર,
ચાલ્યો સૈન્યને લઇ સંગ ક્રોધે કંપીઆ છે અંગ. ૧

દેવી ત્યાં દીઠા સાક્ષાત જે છે વિશ્વમાં વિખ્યાત,
વ્યાપ્યું ત્રિભુવનમાં તેજ હાહા છે રિપુ મમ એજ;
શું છે ચરણ કેરો ભાર અવનિ ડગમગે આવાર,
ઘસાયે મુકુટ તો આકાશ જેના ધનુષ્ય શબ્દે ત્રાસ. ૨

થાયે શેષને ઉર ખાસ કંપે દશ દીસે આકાશ,
દેવી તેજનો અંબાર ભૂજા છે સહસ્ત્ર નિરધાર;

કુધા દાનવો કરી ક્રોધ ફેંકે આયુધો કંઇ યોધ,
મચીયો ઘોર ત્યાં સંગ્રામ લડતા દાનવો ધરી હામ. ૩

કરતા અસ્ત્ર શસ્ત્ર પ્રહાર વરત્યો વેગે હાહાકાર,
આવ્યો મહિષ સુભટ વીર ચિક્ષુર વિક્રમી મહાધીર;
ચામર આવ્યો જબરો દૈત્ય ચતુરંગ સેનાની સહીત,
આવ્યો ઉદગ્ર કરવા ઘાત મહા હનુ દૈત્ય તો સાક્ષાત. ૪

અસીલોમા દીસે છે ક્રુર બાષ્કલ છે અતિ ત્યાં શૂર,
ગજ રથ વાજીનો નહી પાર સૈનીકો છે અપરંપાર;
લઇને આવીયો બિડાલ જાણે છંછેડાયો વ્યાલ,
મચીઓ ઘોર ત્યાં સંગ્રામ કાપાકાપી ઠામો ઠામ. ૫

તોમર સાંગ મૂશળ માળ ખડગ નેજ ભિંડીપાલ,
મુકે પાશ ફરસી હાલ જાણે પ્રાણ લે છે કાળ;
આયુધ છોડતા અસુર શક્તિ છેદતી ધરી શૂર,
પાવક પ્રગટીઓ જેમ વન કુદયો કેસરી વાહન. ૬

કંઇને મારીઆ ભરી ફાળ કંઇને ફાડીઆ લઈ ખાલ,
કંઇના ફોડીઆ લોચન કંઇના છેદીયા છે તન;
કરતા યુદ્ધ તિક્ષણ ખાસ મુક્યો દેવીએ નિઃશ્વાસ,
ઉપજયા ગણ લક્ષ અનંત લેવા દૈત્યનો ત્યાં અંત. ૭

કરતા અસુર સાથે યુદ્ધ મારે કારમા આયુધ,
વાગે પટહ શંખ મૃંદગ મચીયો ઘોર ત્યાં રણરંગ;
કાઢ્યો અસુર કેરો કાળ કર્યા શ્રીએજ હાલ હવાલ,
પામ્યા ઘંટ નાદે મોહ કંઇના ઉડીઆ વપુ લોહ. ૮

કંઇને બાંધીઆ છે પાશ કંઇને બાણે કરીઆ નાશ,
કંઇને મૂશળ કેરા ઘાત કંઇને વાગ્યા વજ્રપાત;
ઝરતું અંગથી રૂધીર શળે ભેદીયા છે ઉર,
કંઇના કાપીઆ છે હાથ કંઇના ઉડીઆ છે નાક. ૯

કંઇના કંઇ પડયા છે ધડ કંઇ છે ચર્ણ વિના ભડ,
કંઇના કંઇ કપાયા અંગ પડીઆ કંઈ બની અપંગ;
દેખાતી જરી નવ ધર્ણ પામ્યા દૈત્ય ત્યાં ખુબ મર્ણ,
સરિતા લોહીની દેખાય ચોગરદમ ખાવા ધાય. ૧૦

કરીઓ અસુરનો સંહાર કરતા દેવતા જયકાર,
વૃષ્ટી પુષ્પની ત્યાં થાય સ્તુતિ સુર સઘળા ગાય;
આનંદ અંગમાં નવ માય વંદી દેવીને હરખાય,
જય જયકાર ત્યાં બોલાય ઉમંગ ઉરથી રેલાય. ૧૧

## બીજો અધ્યાય સંપુર્ણ.

# અધ્યાય ૩ જો.

---

## ઉધોર છંદ.

માર્યું નિરખીયું નિજ સૈન્ય ચિક્ષુર ઉર થયો છે ખિન્ન,
ક્રોધે ચાલ્યો કરવા યુદ્ધ અંબા સંગ ધરી આયુધ;
કરી શર વૃષ્ટી ત્યાં અપાર જાણે ગીરી ઘનની ધાર,
છેદયા દેવીએ સૌ બાણ માર્યો સારથી તોખાર. ૧
ભાગ્યું ધનુષ્ય છેદી ધ્વજ ભેદયું શરીર પામ્યો લજ્જ,
ખેડુ ખડગ ધાર્યું ધીર ચાલ્યો પાળો વઢવા વીર;
માર્યું સિંહ મસ્તકે ખડગ ક્રોધે બનીને અડગ,
કરીઆ દેવીપર પ્રહાર લીધું કર વિષે શૂળ સાર. ૨
ક્રોધે અરૂણુ છે લોચન છોડયું શૂળ દેવી તન,
સામુ શૂળ મૂક્યું ઘાત કરીઓ અસુર પૃથ્વી પાત;
છેદયું શૂળ છેદયું શીર પામ્યો મરણુ તે મહાવીર,
આવ્યો ગજ ચઢી ચામર માંડયા છોડવા ખુબ શર. ૩
મૂકી સાંગ કરીને રીસ છેદી દેવીએ પાડી ચીસ,
કરીઓ કારમો હુંકાર જબરો ધનુષ્યનો ટંકાર;
હરીઓ તેજ હીન અસુર ઢળીઓ ધરણુપર તે શૂર,
પડતા એક મૂક્યું શૂળ દેવીએ કર્યું નિર્મૂળ. ૪

કુદ્યો સિંહ ત્યાં તત્કાળ ગજપર ચઢ્યો ભરીને ફાળ,
બાહુ યુદ્ધ કરે ભૂપાળ ગજપરથી પડ્યો તે કાળ;
કરતો યુદ્ધ કેસરી સાથ છેદ્યો સિંહે તેનો હાથ,
કાપ્યું અસુર કેરૂં શીર આવ્યો ઉદરગ મહાવીર. ૫

કરીને શિલા વૃક્ષ પ્રહાર માર્યો ચંડીએ નિરધાર,
માર્યો મુષ્ટી તલે દંત લીધો કરાળનો ત્યાં અંત;
ધારી ગદા કર મોઝાર ઉદ્ધતને કર્યો ત્યાં ઠાર,
માર્યો બાષ્કલ ભીંડીપાલ તામ્ર અંધક તત્કાળ. ૬

માર્યા મહા હનુ ઉગ્રાસ્ય કરીઆ ઉગ્ર વીર્ય લાસ્ય,
મૂક્યું ત્રિશૂળ કરીને રીસ પાડી ત્રિનેત્રે ત્યાં ચીસ;
લીધું બિડાલ ખડગ કર છેદયું તન થકી ત્યાં શીર,
કરીઆ દુર્મુખ દુર્ધર ઠાર પડીઆ અસુર હારોહાર. ૭

સુણીને સૈન્ય હાહાકાર આવ્યો મહીષાસુર તે વાર,
આવ્યો મહીષ રૂપે અસુર નાંખે ત્રાઢ બનીને ક્રુર;
કરતો કારમુ તોફાન આવ્યો અસુર એ હેવાન,
માર્યાં શીંગથી કંઇ વીર માર્યાં મુખથકી કંઈ ધીર. ૮

કરીઆ લાતના પ્રહાર પુંછે કરીઆ કંઇને ઠાર,
કરીઆ કુદીને કંઇ નાશ વેગે કંઇ થયા છે લાશ;

કરીને કારમી ઘુમરાણ કાઢયો ખુબ કચ્ચરઘાણ,
પાડયા ગણ પૃથ્વીપાત ચાલ્યો સિંહની કરવા ઘાત. ૯

કોપે શ્રૃંગ લીધા નગ ઉછાળી ફેંકીઆ છે ખગ,
ધરતી ધસમસી રહી ખુબ ઉદધી થયા ડુબાડુબ;
થયા છે ખંડ ઘનતો ખાસ મુખે ચાલ્યો ઉષ્ણ શ્વાસ,
ગીરી ભાગીઆ કરી ચૂર ધસીને આવીઓ તે શૂર. ૧૦

કરીઓ ચંડીએ ત્યાં ક્રોધ ખાળ્યો આવતો તે યોધ,
ચઢીયું કારમું ત્યાં શૂર નાંખી પાશ બાંધ્યો અસુર;
છાંડયો મહીષ કેરો દેહ થયો ત્યાં સિંહ સ્વરૂપે તેહ,
છેદયું સિંહ કેરૂ શીર થયો ત્યાં વીર રૂપે ધીર. ૧૧

લીધું છે ખડગ કર મોઝાર કરે જ્યાં દેવીપર પ્રહાર,
મુકયું બાણ લેવા કાળ થયો ત્યાં ગજ એ વિક્રાળ;
સુંઢે તાણીયો જ્યાં સિંહ કાપી સુંઢ કરીને છેહ,
કર્યો જ્યાં શક્તિએ પ્રહાર ધાર્યું મહીષ રૂપ નિરધાર. ૧૨

નાંખી ત્રાડ કરે પોકાર ત્યારે ધ્રુજ્યો સંસાર,
કોપ્યા ખુબ ચંડી માત લીધું વારૂણી કર પાત્ર;
કરીયું હાસ્ય ખુબ કરી પાન દીસે રક્ત લોચન માન,
ઉછાળી નાંખતો તે નગ ચંડીપર કરતો ઢગ. ૧૩

કરતા ચૂર નગ તે દાર માને ક્ષણુ ન લાગે વાર,
કર્યો મદ વીર્યે ઉદ્ધત નાદ બોલ્યા દેવી પાડી સાદ;
જ્યાં લગી કરૂં સુરાપાન પાપી કરી લે તોફાન,
તારો આણીશ હું અંત ત્યારે થશે ધરા નચંત. ૧૪

વ્યાપ્યો ક્રોધ અંગોઅંગ ચઢીયો મદ કેરો રંગ,
માર્યું કંઠ વિષે શૂળ થયો જ્યાં મહીપ તો નિર્મુળ;
નીકળ્યો મુખથકી એ બહાર ધારી ખડગ ચર્મ સાર,
કરતો દેવીપર પ્રહાર શક્તિ મારે અપરંપાર. ૧૫

થાયે તુમુલ ત્યાં તો યુદ્ધ રહેતી નવ જરા ત્યાં સુધ,
વદતા વીર હાથોહાથ આવ્યા ખુબ બાથંબાથ;
કુદી બેઠા છાતીપર ચાંપ્યો ચરણે ભૂમીપર,
ખુંદયો ખુબ કરીને રીસ પાડે અસુર ચીસાચીસ. ૧૬

અંતે ખડગ લીધું માત વાઢી શીર કીધો ઘાત,
માર્યો મહીષાસુર પરિવાર કરીઆ અસુર સર્વે ઠાર;
પામ્યો દીવાકર પ્રકાશ વાધ્યો ભક્ત ઉર ઉલ્લાસ,
નાચે અપસરા થેઇકાર બોલે દેવતા જયકાર. ૧૭

**મહિષાસુર વધ સંપૂર્ણ.**

---

# અધ્યાય ૪ થો.

---

## (શક્રાદય સ્તવન.)

### ગઝલ.

જગતની જ્યોતિ જય અંબે જીવન તું જગત જય અંબે,
જનેતા જુગ જય અંબે જગાવું જાગ જય અંબે.

જય જય જય જુગદંબે!!

સ્તવે શક્રાદયઃ સુરગણુ નમાવી અંગ શિરવંદે,
દુરાત્મન સુર અરી માર્યો નમો આરાસુરી અંબે;
જગત વિસ્તાર્યું શક્તિએ અમરવૃંદે વીંટાએલી,
પરમ જે પુજ્ય સુર મુનિને નમો આરાસુરી અંબે. ૧

જગત કલ્યાણી હે જનનિ ધરી જે રૂપ તેં આઇ,
મહિષાસુરને માર્યો નમો આરાસુરી અંબે;
અતુલિત અવનિમાં મહિમા વિધી હર પાર નવ પામે,
જગત પરિપાલનાય ચંડી નમો આરાસુરી અંબે. ૨

તું પુણ્યવંતાને ઘેર શ્રીરૂપ પાપાત્માને અરીદ્ધિ,
તું સાધુ પુરૂષની શ્રદ્ધા નમો આરાસુરી અંબે;

તું છે કૃતજ્ઞની બુદ્ધિ કુલવંતાની તું લજ્જા,
રૂડી સંસારની સીદ્ધિ નમો આરાસુરી અંબે. ૩

તું સર્વે ભૂતમાં હેતુભૂત ત્રિગુણાત્મિકા તું સંસાર,
ન જાણે હરી અજલીલા નમો આરાસુરી અંબે;
થાયે દેવગણો તૃપ્ત તે તું સ્વાહારૂપ શક્તિ,
સ્વધાએ પિતૃ સંતોષાય નમો આરાસુરી અંબે. ૪

મોક્ષને કાજ મહાયોગી જીતેન્દ્રી કહે મહામાયા,
મુનિ મોક્ષાર્થી કહે વિદ્યા નમો આરાસુરી અંબે;
વિમળ તું આદ્ય શબ્દાત્મિકા ઋગુ યજ્જુ તણું નિજરૂપ,
રમ્યક પ્રણમું સામવેદ નમો આરાસુરી અંબે. ૫

જગત ભવ ભાવના ટાળે ત્રિવેધી તાપ પરજાળે,
મેધા અખિલ શાસ્ત્રસાર નમો આરાસુરી અંબે;
દધી સંસારમાં તું નાવ હરીના હૃદયમાં શ્રીવાસ,
શશિમૌલી વિષે ગૌરી નમો આરાસુરી અંબે. ૬

સુંદર આનન શશીબિંબ કરતું મંદ મંદ હાસ્ય,
અસુર જોઈ ક્રોધ તુજ મરીઆ નમો આરાસુરી અંબે;
જગતના જે મનુષ્ય ઉપર પડે તુજ પ્રેમની દૃષ્ટી,
જીવન તો ધન્ય છે તેનું નમો આરાસુરી અંબે. ૭

રીઝયા દેવી તમે આપો સુતવિત દારાને સંપત,
કરાવો ધર્મને પુન્ય નમો આરાસુરી અંબે;
ફળો આ લોકને પરલોક આપો ઘેર બેઠા શ્રી,
પાતક દેહના ટાળો નમો આરાસુરી અંબે. ૮

સંભારે દુઃખી જે પ્રાણી દુઃખીનું દુઃખ લે જાણી,
હરી લે દીલ દયા આણી નમો આરાસુરી અંબે;
શક્તિ સંસારની માતા ભક્તિ સંસારની માતા,
મુક્તિ સંસારની માતા નમો આરાસુરી અંબે. ૯

ભજે છે વિશ્વ શિશુ માતા ધરે જેમ સુખ નિત્ય માતા,
કરો શાતા સદા માતા નમો આરાસુરી અંબે;
દુઃખી ચરણે છું ઝટ દોડો ઋણીના રૂણને છોડો,
શરણમાં રંક રણછોડો નમો આરાસુરી અંબે. ૧૦

## હરીગીત છંદ.

શૂળે કરીને પાહિદેવી અંબિકા ખડગે સહી,
ઘંટા ધનુષ્ય પ્રત્યંચા શબ્દે રક્ષજો અમને લહી;
એ શબ્દથી રક્ષા કરો મા પૂર્વ પશ્ચિમ દેશરે,
દક્ષિણ ઉત્તર રાખજો ચક્રે કરીને અવસ્યરે. ૧

ઉત્પતિ સ્થિતી સૌમ્ય રૂપ સંહાર ઘોરજ રૂપ છે,
ત્રિલોક માંહી રક્ષજો રૂપ ઘોર સૌમ્યે અનુપ છે;
ધારો કરે આયુધ સૌ ગદા ખડગ ત્રિશૂળરે,
તે શસ્ત્રથી રક્ષા કરો સદા થઇ અનુકૂળરે. ૨

દેવી સ્તવ્યા એ રીતથી લઇ કુસુમ ચંદન સારરે,
ધુપ પ્રેમે પૂજ્યા હસીને વધા તે વારરે;
વરંબુહી પ્રસન્ન છું માગો સુર વરદાનરે,
કઠીન કાર્ય હોય જે કંઈ સઘ કરૂં નિદાનરે. ૩

માતા પ્રસન્નતા આપની ત્યાં સર્વ સરીયા કાજરે,
માર્યો મહીષાસુરને અસુર કરીઆ પ્રાજરે;
વરદાન આપો જો તમે સંભાળતા સન્મુખ થજો,
ઉત્પાત સર્વ ટાળજો દુઃખ ક્લેશ સઘજ દુર હજો. ૪

સ્તુતિ કરી આ જે સ્તવે અંતર ધરી નર ધ્યાનરે,
વૃદ્ધિ કરો પ્રસન્ન થઇ પુત્ર કલત્ર ધન ધાનરે;
અમરવૃંદે માગીયું આનંદથી તે સ્થાનરે,
વરદાન આપીને થયાં અંબાજ અંતર ધ્યાનરે. ૫

**શક્રાદય સ્તવન સંપૂર્ણ.**

# અધ્યાય ૫ મો.

---

## દોહરા.

મુનિ કહે સુણ નરપતિ કહું તને આખ્યાન,
દેવી દેવ શરીરથી પ્રગટ થયા નિદાન.

ગૌરીના વળી દેહથી પ્રકટ થયા વિખ્યાત,
જેણે શુંભ નિશુંભને માર્યા કરીને ઘાત. ૨

શ્રવણ કરી લે સ્નેહથી અંતર આણી પ્યાર,
પાપ ટળે આ લોકના પાવન થઇશ આવાર. ૩

પૂર્વે શુંભ નિશુંભ એ અસુર ઘોર સ્વરૂપ,
પુષ્કર જઇ તપ આદર્યું સેવ્યા બ્રહ્મ અનુપ. ૪

ઉગ્ર તપ કીધું અતિ રહીને ત્યાં નિરધાર,
વિધી પ્રસન્ન ત્યાં તો થયા વર આપ્યો તે વાર. ૫

મનુષ્ય યક્ષને દેવથી મરણ કદી નવ થાય,
તથાસ્તુ કહી સંતોષીયા અસુર હરખ નવ માય. ૬

ઇંદ્ર સાથે કરી યુદ્ધને લીધું ઇંદ્રાસન,
સુર સકળને હાંકીયા ગર્વ ધરીને મન. ૭

યજ્ઞ ભાગ સૌ ભોગવે દીકપતિનો અધિકાર,
ભ્રષ્ટ અમરગણુ સૌ થયા ઉર કરેજ વિચાર. ૮

ભજો દેવીને ભાવથી વર આપ્યો છે જેહ,
સ્તવન કર્યાથી પ્રકટશે હરે આપદા એહ. ૯

હીમાચળ ભણી ચાલીયા સુર સકળ સંગાથ,
વિષ્ણુ માયાનું પ્રેમથી સ્તવન આરંભ્યું સાથ. ૧૦



# સુર સ્તોત્ર.

---

## ગઝલ–ધુન.

જગતની જ્યોતી જય અંબે જીવન તુ જગત જય અંબે,
જનેતા જુગ જય અંબે જગાવું જાગ જય અંબે.
જય જય જય જગદંબે!!

નમો દેવી મહાદેવી નમો શિવા નિરંતર ધન્ય,
પ્રકૃતિ રૂદ્રા તું ભદ્રા નમસ્તસ્યૈ નમું અંબે;
નમો ગૌરી નમો ધાત્રી નમું છું જ્યોત્સના ચંદ્ર,
નમુ સુખરૂપની ધામ નમસ્તસ્યૈ નમું અંબે. ૧

કલ્યાણી વૃદ્ધિ સિદ્ધી તું નૈઋત્યૈ લક્ષ્મી ને સત્ય,
દુર્ગા કૃષ્ણા ધુમ્રાગત્ય નમસ્તસ્યૈ નમું અંબે;
અતિ સૌમ્યા અતિ રૂદ્રા અખિલ જગ પ્રતિષ્ઠા વાણી,
વખાણે વેદ જે રૂપને નમસ્તસ્યૈ નમું અંબે. ૨

જે દેવી સર્વ ભુતોમાં કહેવાયે વિષ્ણુની માયા,
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમું અંબે;
જે દેવી સર્વ ભુતોમાં બોલાયે ચેતના રૂપ,
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમું અંબે. ૩

જે દેવી સર્વ ભુતોમાં વસ્યા બુદ્ધિ રૂપેવાસ,
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમું અંબે;
જે દેવી સર્વ ભુતોમાં રહ્યા નિંદ્રા રૂપે શ્વાસ,
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમું અંબે. ૪

જે દેવી સર્વ ભુતોમાં રહ્યા ક્ષુધા રૂપે ખાસ,
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમું અંબે;
જે દેવી સર્વ ભુતોમાં દીસે છાયા રૂપે પાસ,
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમું અંબે. ૫

જે દેવી સર્વ ભુતોમાં છે શક્તિ રૂપે અવિનાશ,
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમું અંબે;
જે દેવી સર્વ ભુતોમાં છે તૃષ્ણા રૂપે તો વાસ,
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમું અંબે. ૬

જે દેવી સર્વ ભુતોમાં ક્ષાંતી રૂપે અવિનાશ,
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમું અંબે;
જે દેવી સર્વ ભુતોમાં રહ્યા જાતિ રૂપે ખાસ,
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમું અંબે. ૭

જે દેવી સર્વ ભુતોમાં છે લજ્જા રૂપે વિલાસ,
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમું અંબે;

જે દેવી સર્વ ભુતોમાં રહ્યા શાંતીરૂપે વિકાસ,
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમું અંબે. ૮

જે દેવી સર્વ ભુતોમાં વસ્યા શ્રદ્ધારૂપે નિવાસ,
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમું અંબે;
જે દેવી સર્વ ભુતોમાં દીસે કાંતીરૂપે ઉજાશ,
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમું અંબે. ૯

જે દેવી સર્વ ભુતોમાં લક્ષ્મીરૂપે સુખરાશ,
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમું અંબે;
જે દેવી સર્વ ભુતોમાં વૃત્તિરૂપે છે કરપાસ,
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમું અંબે. ૧૦

જે દેવી સર્વ ભુતોમાં સ્મૃતિરૂપે પ્રતિભાસ,
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમું અંબે;
જે દેવી સર્વ ભુતોમાં દયારૂપે નહીં નાશ,
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમું અંબે. ૧૧

જે દેવી સર્વ ભુતોમાં રહ્યા તુષ્ટીરૂપે ખાસ,
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમું અંબે;
જે દેવી સર્વ ભુતોમાં રહ્યા માતૃરૂપે સંવાસ,
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમું અંબે. ૧૨

જે દેવી સર્વ ભુતોમાં ભ્રાંતિરૂપે મનહાસ,
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમું અંબે;
જે દેવી સર્વ ભુતોમાં વ્યાપ્ત રૂપે અનુપ્રાસ,
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમું અંબે. ૧૩

જે દેવી સર્વ ભુતોમાં છે સર્વ રૂપે વિશ્વાસ,
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમું અંબે;
જે દેવી સર્વ ભુતોમાં વ્યક્તિ રૂપે છે ઘટશ્વાસ,
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમું અંબે. ૧૪

જે દેવી સર્વ ભુતોમાં છે ધર્મ રૂપે ઉલ્લાસ,
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમું અંબે;
જે દેવી સર્વ ભુતોમાં છે કર્મ રૂપે તો ત્રાસ,
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમું અંબે. ૧૫

અધિષ્ઠાત્રી સૌ ઇંદ્રીની રહી છે સર્વ ભુતમાં ઠામ,
ચિત્તિ રૂપે વિશ્વ વ્યાપી નમસ્તસ્યૈ નમું અંબે;
જે દેવી સર્વ ભુતોનું કરે છે કારમું કલ્યાણ,
નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમસ્તસ્યૈ નમું અંબે. ૧૬

સ્તવ્યા વિધી અને શીવે જે દેવી પૂર્વે પ્રેમે,
મધુ કૈટભ વધ કાજે નમસ્તસ્યૈ નમું અંબે;

સ્તવન શક્રે કર્યું સ્નેહે મહીષાસુર વધ સારૂ,
ધરી શુભ હેતુ એ માતા નમસ્તસ્યૈ નમું અંબે. ૧૭
ભરેલા મદથી પૂરા અસુર ત્રાસે તપેલા સૌ,
નમેલા ભક્તિથી અંગે નમસ્તસ્યૈ નમું અંબે;
થાઓ સન્મુખ સ્તવન કરતા હરો સૌ આપદા માતા,
ચરણુમાં સૌ શરણુ તારે નમસ્તસ્યૈ નમું અંબે. ૧૮

## હરીગીત છંદ.

નમન કરીને સ્તવન કરતા દેવતા જે સ્થાનરે,
નિકળ્યાંજ ત્યાંથી પાર્વતિ કરવાને ગંગા સ્નાનરે;
પ્રસન્ન થઇને સુર પ્રત્યે બોલીયા વચનરે,
સાનીદ્ધ છું તમ આગળે કોનું કરો સ્તવનરે. ૧
સ્તબ્ધ થઇને સુર સૌ ઉચરી શકયા નહીં વાણુરે,
ઉભા શિવાની આગળે જોડી રહ્યા નિજ પાણુરે;
શિવા શરીરના કોષથી નિસર્યુંજ અંબા રૂપરે,
આનંદ ઉરમાં પામીને વંદ્યા અમર અનૂપરે. ૨
અંબા કહે મેં જાણીયું તમ કષ્ટ ત્રાસજ કૂપરે,
રૂપ કોષનું વિખ્યાત કહાવે કૌશિકી સુણુ ભૂપરે;

અંબિકા રૂપ નિસર્યાં પછી પાર્વતિ થયાં શ્યામરે,
આશ્રમ હીમાચળ કરીઓ કાલીકા ધરી નામરે. ૩

અંબાએ રૂપ પ્રકાશીયું ત્રિલોક તેજોમય થયું,
ઉજાશ દશ દીસ વ્યાપીયો તિમિર અસ્તજ થઇ ગયું;
સેવક આવ્યા શુંભના ત્યાં ચંડ મુંડ એ ભ્રાતરે,
સુંદર વિલોકી સુંદરી હ્રદયે થયા રળીયાતરે. ૪

તેણે જઈ કહ્યું શુંભને સાંભળને તું રાયરે,
હીમાચળે એક સુંદરી શોભા કહી નવ જાયરે;
ગોરી દીપાવે ગીરીને તે તેજનો અંબાર છે,
કાન્તી અલૌકીક કારમી એક રૂપનો સંભાર છે. ૫

રંગ રમ્ય છે અંગનો એ અગના ગીરી ઠામરે,
તેજે દીશા દીપી રહી એ જોવા જેવી શ્યામરે;
ત્રિલોકના જે શ્રેષ્ટ રત્નો અશ્વ ગજતો જેહરે,
રાજી રહ્યા મંદીર તમારે સર્વે સ્વામી તેહરે. ૬

ઈંદ્રનો લીધો ઐરાવત કલ્પવૃક્ષ વિશાળરે,
ઉચ્ચૈઃ શ્રવા હયતો લીધો હંસા વિમાન ભૂપાળરે;
પદ્મ લીધું ધનદથી તો મહાનીધી તે સારરે,
કિંજલ્કિની દધીએ ધરી કરમાય નહીં જે લગારરે. ૭

સુવર્ણ અને એ છત્ર વરૂણનું પ્રજાપતિનો રથરે,
શક્તિ લીધી છે યમતણી વળી પાસ જળપતિ સમર્થરે;
અદગ્ધ વસ્ત્રો નિર્મલા કરીયા છે પાવકે ભેટરે,
રત્નો સમસ્ત એ રીતથી હરીને લીધા છે નેટરે. ૮

કલ્યાણી છે એ સુંદરી શામાટ તમે હરતા નથી,
લાવી જરૂર પ્રાસાદમાં કાં નાથ તે વરતા નથી;
આળસ તજ્યો અંગથી લાવો જરૂર તે અંગના,
વૈભવ વૃથા છે વિશ્વમાં દુત વચન વદીઓ વ્યંગના. ૯

અનંગના અનળ થકી એ અસુર અંગે આકળો,
પરવશ થયો રૂપ રંગ વ્યંગે બની ગયો બાકળો;
કામ પ્રગટયો કારમો દુત મોકલ્યો ત્યાં એકરે,
સુગ્રીવને કહ્યું સ્નેહથી લાવો કરીને વિવેકરે. ૧૦

આવ્યો હિમાચળ વેગથી તે દેવી કેરી પાસરે,
મધુર વચને બોલીઓ વાણી કરીને પ્રકાશરે;
દેવી દૈતેશ્વર શુંભ નૃપતિ વશ કર્યું ત્રિલોકરે,
હું દુત તેનો આવીયો તમ પાસ તે વિલોકરે. ૧૧

આજ્ઞા ઉલ્લંઘન નવ કરે કો અમર મારી આજરે,
ટાળી શકે નવ યજ્ઞ ભાગો લોપે નહીં લવલાજરે;

ત્રિલોકના જે શ્રેષ્ટ રત્નો તે છે મારે ધામરે,
ઉચ્ચૈઃ શ્રવા હય ગજ ઐરાવત આપ્યા કરીને પ્રણામરે. ૧૨
દેવયક્ષ પન્નગ વિષે રત્ન ભૂત સંસારરે,
તે સર્વ મારે ઘેર છે એક નથી તુજસમ નારરે;
રત્નો તણા ભોગી અમે તું રત્ન છે વિખ્યાતરે,
પ્રેમે પરણ મુજ સાથ કે નિશુંભ મારો ભ્રાતરે. ૧૩
ઐશ્વર્ય પામીશ પરમ તું એ અમર સમ ભરતારરે,
એમાં વરીલે સુંદરી એક કરીશ નહીં વિચારરે;
શુંભના સંદેશને કોડે વધાવો કામીની,
આનંદે લગ્નને આદરો માનો કહ્યું ગજગામીની. ૧૪
શ્રવણ કરી સંદેશ ભગવતિ હસીને વદીયા વચનરે,
અસત્ય નથી કંઇ સત્ય છે સૌ વાણી તમારી ધન્યરે;
ત્રિલોકનો છે શુંભ નૃપતિ વળી ભ્રાત નિશુંભ જોડરે,
પણ શું કરૂં મારે પ્રતિજ્ઞા મુક્તા લાગે ખોડરે. ૧૫
અલ્પમતિથી મેં કરી પૂર્વે પ્રતિજ્ઞા જેહરે,
એકાગ્ર થઇને સુણજે સત્યાર્થે કહું છું તેહરે,
સંગ્રામમાં જીતી મને ઉતારે મારો નાદરે,
જે હોય મુજસમ વિક્રમી કરૂં કંથ હું નિરવાદરે. ૧૬

જાઓ કહો જઇ શુંભને આવો અહીં શુરવીરરે,
એ વીરમાં જીતે મને પાણિ ગૃહણ કરે ધીરરે;
દુત કહે અભિમાનથી આપો મને શું બોધરે,
ત્રિલોકમાં શુંભ આગળે કો ટકી ન શકતો યોધરે. ૧૭

ઇંદ્ર આદી દેવદાનવ કરે ન સન્મુખ ગાત્રરે,
તો યુદ્ધ કરવા ઇચ્છતી તું સ્ત્રી જઇ છે કોણ માત્રરે;
મારૂં કહ્યું નવ માનશો અંતર ધરશો માનરે,
તો કેશ ગૃહી તેડાવશે હા શુંભ કરી અપમાનરે. ૧૮

દેવી કહે છે શુંભ બળીઓ નિશુંભ તેવો પ્રૌઢરે,
પણ શું કરૂં મેં અણવિચારે પ્રતિજ્ઞા કીધી ગૂઢરે;
જા તું વેગે શુંભ પ્રત્યે વચન કહે મમ આજરે,
પછી ત્યાં ઘટતું તેહ કરશે નિશ્ચે તે તમ કાજરે. ૧૯

## દેવી દૂત સંવાદ સંપૂર્ણ.

# અધ્યાય ૬ ઠો.

---

## દોહરા.

વચન સુણી વેગે વળ્યો દુત રાયની પાસ,
વૃત્તાંત સૌ શક્તિ તણું કહ્યું વ્યંગથી ખાસ. ૧

અગ્નિમાં ઘૃત જઈ પડ્યું થઈ કારમી આગ,
છંછેડાયો કારમો શુંભ અસુર મહાનાગ. ૨

ક્રોધ કરીને કુદીયો મારી છે વીર હાક,
અસુર સૌ કંપી ગયા પામ્યા ઉરમાં ધાક. ૩

## ઉધોર છંદ.

અરે ઓ દાનવો બળવાન આવો વીર સૌ મેદાન,
સુંદરી એક ધરી અભિમાન નાકે હા કર્યું અપમાન;
છે ક્યાં ધુમ્રલોચન ધીર જઈને વચન કહો મુજ વીર,
વેગે શૂર જન આવાર લાવ એ કેશ ગ્રહીને નાર. ૧

આવે કો યક્ષ દાનવદેવ કરજે હાર તું તતખેવ,
લઈને સાઠ સહસ્ત્ર અસુર ચાલ્યો ધુમ્ર લોચન શૂર;

વદીઓ જઇને દેવી પાસ થા તૈયાર જલદી ખાસ,
વેગે ચાલ મારી સંગ આજ્ઞા જો કરીશ તું ભંગ. ૨

ઝાલી કેશ ધસડીશ નાર માટે માનીજા આવાર,
આવ્યો તું લેવા બળવંત મારૂં શું થશે એ ચંત;
બોલ્યા દેવી જ્યાં વચન આવ્યો અસુર નિકટ તન,
કરીઓ કારમો હુંકાર બાળી ભષ્મ કરીઓ હાર. ૩

કોપ્યું સૈન્ય ત્યાં તે વાર છોડે બાણ વૃષ્ટી અપાર,
કુદયો કેશરી બળવાન પડીગો સૈન્ય વચ્ચે જાણ;
કરીને ગર્જના ગંભીર ફાડી ખાધા છે કંઇ વીર,
પાડયા કર પ્રહારે ઘર્ણ કંઇને ચાંપીયા છે ચર્ણ. ૪

કંઇને માર્યા મારી નખ માર્યા બાહુ છેદી લખ,
કંઇના છુંદીયા છે શીર પાડયા લાગુલે કંઇ વીર;
ક્રોધે રીસ આણી ઉર પીધું ખુબ ત્યાં રૂધીર,
આણ્યો અસુરનો ત્યાં કાળ નાઠા જીવ લઇ તત્કાળ. ૫

વેગે શંખને કહી વાત માર્યો ધુમ્રલોચન માત,
કોપ્યો શંખ તો કરાળ પોતે થઇ ગયો વિકાળ;
ક્યાં છે ચંડ મુંડ યોધ અધર ફરકે છે ક્રોધ,
આવ્યા ચંડ મુંડ વીર કહો આજ્ઞાજ શી છે ધીર. ૬

જાઓ સૈન્ય લઈ આવાર મારો સિંહને ત્યાં ઠાર,
થાઉં છું પ્રાક્રમે અજબ કરે એક નારી તો ગજબ;
લાવો કેશ ગૃહી નાર મારો જે આવે નિરધાર,
કરો ઘાત ઉપર ઘાત વિજય વર્તાવો ભ્રાત.

## ધુમ્રલોચન વધ સંપૂર્ણ.

---

# અધ્યાય ૭ મો.

---

## હરીગીત છંદ.

સેના લઈ ચતુરંગણી ત્યાં ચંડ મુંડ તો જાય છે,
શક્તિ તણો સંહાર કરવા ઉરમાં હરખાય છે;
દ્રષ્ટે પડયા છે કારમા દેવી અચાનક પ્રૌઢરે,
હેમ શ્રૃંગે હેમસિંહ પર થઇ રહ્યા આરૂઢરે.
ગૃહી ચાપ પાણુને આવતા દેખીને કોપ્યા માતરે,
ભ્રકુટી કુટીલ વદન કીધું ફરકે લલાટ સાક્ષાતરે;

કાળી કરાળ મુખી ખરે નીસરી લઇ અસિ પાશરે,
ધાર્યું અજબ ખટવાંગ વ્યાઘ્ર ચર્મ કરવા નાશરે. ૨

ભુષણ નરમાળા તણું વળી શુષ્ક માંસજ ક્રુરરે,
વિસ્તાર મુખને લાલ જીવ્યા ક્રોધ નયને પૂરરે;
વેગે અસુરભણી જતી ગૃહી હસ્તી ઘંટાપાણરે,
મુકે અસુરને મુખમાં જાયેજ તેના પ્રાણરે. ૩

અશ્વરથ પાળા ગૃહી વદને ધરે તતખેવરે,
દાંતે કરી ચાવે સહી વેગે તે અશ્વમેવરે;
કેશગ્રીવા પાસના પકડી પછાડે પાષાણરે,
મુખે ગૃહીને મારતી વળી છોડે છે કંઈ બાણરે, ૪
સૈન્ય સઘળું મારીયું ત્યાં ક્રોધે ધાયો ચંડરે;
કાળી ભણી વેગે ધસ્યો બળવંત બીજો મુંડરે.
વૃષ્ટી કરી ખુબ બાણની ચક્રેજ ઢાંકી દુષ્ટરે,
કાળી મુખે રવિ બિંબસમ શોભે છે ચક્રની વૃષ્ટરે. ૫

ક્રોધે હસીને કાળીએ કર્યો ભીમ ભૈરવ નાદરે,
કરાળ મુખને દંત ઉજ્વલ દૈત્ય પામ્યો વિષાદરે;
સિંહથકી ઉઠી ધસ્યા શ્રી ચંડપર કરી રીસરે,
કેશ ગૃહીને ખડગથી છેદ્યુંજ તેનું શીશરે. ૬

છેદ્યું મસ્તક દૈત્યનું થયો નાદ ઘોર પ્રકાશરે,
તે શબ્દથી ત્રિલોકમાં ઉપજ્યો છે ભય અતિ ત્રાસરે;
મુંડ ધસીને આવીઓ દીઠો પડ્યો નીજ ભ્રાતરે,
ત્યાં કાલીએ શિર મુંડનું છેદી કર્યો છે ઘાતરે. ૭

મસ્તક ચંડ ને મુંડનું ગૃહી આવ્યા ચંડી પાસરે,
વ્યંગાર્થ વાણી બોલીઆ પ્રચંડ કરીને હાસ્યરે;
ચંડ મુંડ પશુબલિ મેં આણીઆ બળવંતરે,
શુંભને નિશુંભનો યુદ્ધ યજ્ઞમાં કર અંતરે. ૮

ચંડ મુંડના ઘાતથી આનંદ પામી મનરે,
ચંડી બોલ્યા કાલી પ્રત્યે સુંદર એક વચનરે;
ચંડ મુંડને મારીઆ શીર છેદીને આ ઠામરે,
વિખ્યાત ચામુંડારૂપે કાલી થશે તુજ નામરે. ૯

ચંડ મુંડ વધ સંપૂર્ણ.

# અધ્યાય ૮ મો.

---

## દોહરા.

વેગે દુતજ આવીઓ શુંભ નિશુંભની પાસ,
ચંડ મુંડના ઘાતની વાત કહી થયો ત્રાસ. ૧
કરી વેગથી ગર્જના વદીઓ શુંભજ વાણ,
અસુર જોઇ શું રહ્યા કાઢો કચ્ચરઘાણ. ૨

## ઉધોર છંદ.

સેના ચંડ મુંડ વિશાળ મારી હા સુણી ભૂપાળ,
ક્રોધે શુંભ નિશુંભ બલિષ્ઠ મેલ્યું સૈન્ય ઘણું પાપીષ્ઠ;
છાશી બળી આયુધ સહવીર કંબૂ ચોરાશી મહાધીર,
સંચરે સૈન્ય સાથે શૂર ચાલ્યા કોટી વિર્ય કૂળ. ૧
શત કુળ ધૌમ્રના કંઈ જાય કાલક કુળ કંઇ હરખાય,
કરવા યુદ્ધ કાલી પાસ વ્યાપ્યો અસુર ઉર ઉલ્લાસ;
વેગે સંચરે કંઇ વીર કરતા ગર્જના કંઇ ધીર,
દીઠા ચંડીએ ત્યાં શૂર પ્રત્યંચા શબ્દ પુર્યો ક્રુર. ૨

પૂર્યા ધરણી ને આકાશ કરીઓ સિંહનાદ પ્રકાશ,
કરીઓ ધનુષ્યનો ટંકાર દીશા દશ થયો રણુકાર;
આવ્યા દૈત્ય મારી ફાળ ઘેર્યા દેવીને તત્કાળ,
વીંટયા બાણે અંબા માત વિંટયા સિંહ કાલી સાક્ષાત. ૩

કરવા અસુર કેરો નાશ હરવા દેવતાનો ત્રાસ,
હરીહર અજ તણી કહેવાય શક્તિ શ્રી શરીર અંબાય;
થયો ત્યાં તેજનો અંબાર નીકળી શક્તિઓ સૌ બહાર,
જેવું જેનું હતું રૂપ તેવું થઇ ગયું અનૂપ. ૪

જેના જે હતા વાહન તેવા થઇ ગયા ચાહન,
ચઢીને હંસ કમંડળ હાથ આવ્યા બ્રહ્માણી મહીનાથ;
વૃષભે માહેશ્વરી આરૂઢ શશિ રેખા ત્રિશળ અહિગૂઢ,
ચઢી મયુર શક્તિ ધરી હાથ આવ્યા કુમારી સાક્ષાત. ૫

ગરૂડે વૈષ્ણવી શંખ સારંગ ગદા ખડગ આયુધ અભંગ,
યજ્ઞ વારાકનું રૂપ જેહ વારાહી શક્તિ આવી તેહ;
નારસિંહ નૃસિંહાકાર આવ્યા નક્ષત્ર કરતા પ્રહાર,
વજ્ર હસ્તે ચઢી ગજેન્દ્ર સહસ્ત્ર નયને જાણીએ ઇંદ્ર. ૬

જ્યારે શક્તિ ચાલી સર્વે ત્યારે ચાલ્યા સૈન્યમાં શિવ,
ચંડી પ્રત્યે બોલ્યા વાણ મારી અસુર લ્યોને પ્રાણ;

નીકળી ચંડી થકી બહાર શિવા સુંદરી ઘોર નાર,
બોલા હરી પ્રત્યે વચન થાઓ દુત જગજીવન. ૭

કહો કંઈ શુંભ નિશુંભને વાત યુદ્ધે શિદ કરાવે ઘાત,
આપો ત્રિલોક ઇંદ્ર વિશાળ તમો સહુ જાઓ પાતાળ;
ઇચ્છા જીવવાની હોય ઉર જાઓ અહીંથી દુર અસુર,
હોય જો યુદ્ધનો વિચાર થાઓ શુંભ નિશુંભ તૈયાર. ૮

તમારા માંસથી આવાર શિવા તૃપ્ત થશે નિરધાર,
હતું જે માટ શિવદૂત કામ પ્રેર્યાં તેણે શિવદુતી નામ;
શિવે જઈ કર્યો પ્રતિબોધ દાનવને ચઢયો અતિ ક્રોધ,
આવ્યો ક્રોધ પૂરીત સંગ્રામ કાત્યાયની છે જેણે ઠામ. ૯

દેવીપર બાણુની વૃષ્ટ કરવાને લાગ્યો પાપીષ્ઠ,
છેદ્યા દેવીએ સૌ બાણ મૂક્યા ચક્ર શૂળ નિરવાણ;
ભેદ્યું ચક્ર ભેદ્યું શૂળ કરીઆ શસ્ત્ર સૌ નિર્મુળ,
બ્રહ્માણી મેલ્યું કમંડલ નીર કીધા બળહીન સૌ વીર. ૧૦

કરીઆ વજ્ર ચક્ર ઘાત શૂળે દાનવ પૃથ્વી પાત,
વાગ્યા શૂકર મુખ પ્રહાર વહે છે રૂધીર તણી ધાર;
મારે નારસિંહી નખ કંઇનો લાગી કરવા ભક્ષ,
કોપી શક્તિઓ અપાર માર્યા અસુર હારોહાર. ૧૧

નાઠા જીવ લઇને વીર આવ્યો રક્તબીજ મહાધીર,
બળીઓ મહા દીસે અસુર ક્રોધે કોપીઓ છે ક્રુર;
પડે જો રક્તબિન્દુ એક થાય અસુર ત્યાં અનેક,
એવો વીર એ બળવાન ચઢયો યુદ્ધે વેગવાન. ૧૨

## ચોપાઇ.

મચીયો દારૂણ ત્યાં સંગ્રામ લઢે શક્તિને અસુર તમામ,
રક્તબીજ જ્યાં આયુધ ધરે શક્તિ છેદી નિર્મૂળ કરે. ૧

રૂધીર થકી તે વાધે ઘણા આયુદ્ધ ભૂષણ તેહજ તણા,
ગદા પાણી તે રણ સંચરે શ્રી સંધાતે યુદ્ધજ કરે. ૨

ઐંદ્રી જેહને વજ્રે હણે રૂધીર ચાલે ઉર અસુર તણે,
રૂધીર બહુ પડયુંજ જેટલે અસુર બહુ ઉપજ્યા તેટલે. ૩

તેવા બળવંત આયુદ્ધ ગૃહે યુદ્ધ કરવા તત્પર સૌ રહે,
વજ્રે વક્ષઃ સ્થળ તાડીયું રૂધીર વડે આત ઉદર ફાડીયું. ૪

તેથી અસુર થયાજ અપાર કરે ચક્રથી દેવી ઠાર,
ગદા પ્રહારેજ રૂધીર વહે ઉપજ્યા અસુર સંખ્યા નવ લહે. ૫

શક્તિ ત્રિશૂળ તે ઉર થાપીયું અસુર થકી જગત વ્યાપીયું,
દેખી રક્તબીજ રૂપજ બહુ સુર ભય પામ્યા ઉર સહુ. ૬

દીન મુખ જોઇ દેવના માત કાલિકાને કહી એક વાત,
ચામુંડા કર વદન વિકાસ હું કરૂં દાનવનો નાશ. ૭

મમ શસ્ત્ર પ્રહારે જે ઉપજે રક્તબીજ વળી જે નીપજે,
તું મુખ ફાડી રહે સમક્ષ દાનવને કર વેગે ભક્ષ. ૮

નીપજતા ભક્ષીશ જેટલે વળતા નહીં વાધે તેટલે,
રૂધીર એમજ થાશે ક્ષીણ દાનવ સઘળા થાશે હીણ. ૯

એવું કહીને કર મોઝાર શ્રીએ ત્રિશૂળ લીધું સાર,
કરવા માંડયો અતિ પ્રહાર કાળી કરવા લાગી અહાર. ૧૦

પીધું રૂધીર ક્ષીણજ કર્યું રક્તબીજનું નામજ હર્યું,
ઝટ્ટી આયુધ કરમાં ધરી અસુરપર મૂક્યું રીસ કરી. ૧૧

રક્તબીજનો કરીઓ ઘાત ચંડીએ ત્યાં તો સાક્ષાત,
દુષ્ટ દૈત્યનો કરીને નાશ દેવ સકળનો હરીયો ત્રાસ. ૧૨

કાર્ય સિદ્ધ થયું જય જયકાર આનંદ વ્યાપ્યો અપરંપાર,
બોલ્યા જય જય દેવજ વાણ કરે ગાંધર્વો ચંડી ગાન. ૧૩

## રક્તબીજ વધ સંપૂર્ણ.

# અધ્યાય ૯ મો.

---

## સવૈયા એકત્રીશા છંદ.

રક્તબીજનું મર્ણ સાંભળી ક્રોધે ચઢીયો વીરજ શુંભ,
યુદ્ધ કરવાને વેગે ચાલ્યો સૈન્ય લઇને ત્યાં નિશુંભ;
જોજે કાલી આજ કરૂં છું વેગે તારો પળમાં નાશ,
દેવ સકળને શોધી મારૂં ધરણીમાં ઉપજાવું ત્રાસ. ૧

અધર ડસેને આયુધ ચલવે સૈન્ય તણો નવ આવે પાર,
બાણતણી અતિ વૃષ્ટિ કરતો જાણે ઘનની વરસી ધાર;
સિંહતણા શીરપર નિશુંભે ખડગ પ્રહાર કરીયો પ્રચંડ,
દેવીએ આયુધ મુકીને ખડગ તણો ત્યાં કરીઓ ખંડ. ૨

શૂળ ગૃહી કર દાનવ ધાયો કર્યો દેવીએ મુષ્ટીપાત,
ગદા પાપીએ ફેંકી સામી ત્રિશુળે છેદી છે માત;
ફરશી લઇને શુંભજ ચાલ્યો દેવીએ શરથી તાડયો,
પ્રહાર પાપીને કરી જબરો પૃથ્વીપર તેને પાડયો. ૩

પડયો ભ્રાત ત્યાં ક્રોધ કરીને નિશુંભ આવ્યો ચઢીને રથ,
અષ્ટ ભુજે આયુધ ગૃહી ઉભા ત્યાં તો આવ્યો અસુર સમર્થ;

દેખી દેવીએ કર્યો કારમો શંખતણો ત્યાં જબરો નાદ,
સિંહનાદ પ્રત્યંચા શબ્દે અસુર પામ્યો ઉર વિષાદ. ૪
શિવદૂતીએ હાસ્યજ કીધું અંબા કહે છે ધન્યવાણ,
જય જય અંતર અમર વદે સૌ પુષ્પવૃષ્ટી કરે પ્રમાણ;
શુંભે આવી શક્તિ મેલી જાણે જળહળ અગ્નિ જવાળ,
મહોલ્કયા શક્તિ મેલીને દેવીએ છેદી તત્કાળ. ૫
દેવીએ શૂળ હૃદયે માર્યું શુંભ પડયો ઝટ ઢળીને ભોમ,
જય જય શબ્દ થયો ચોગરદમ હરખીઆ સુર નર બહુ વ્યોમ;
એવે શુદ્ધ વળી નિશુંભને ધનુષ્ય કર ધરીને આવે,
બાણ તણી વૃષ્ટી કરી જબરી કાલીનેજ વધાવે. ૬
ભગવતિ કોપે ચઢીઆ અતિશય છેદ્યા આવંતા તો બાણ,
ઉભો રહે મુજ આગળ પાપી સદ્ય લઉં છું તારા પ્રાણ;
શૂળ લઇને સામો ચાલ્યો કાલી પર કરવાને પ્રહાર,
ઉભા રહે જોજે ખસતી તું આજ કરૂં તુજને હું ઠાર. ૭
હસી અંબાએ ખડગજ લીધું ઉરમાં વ્યાપી જબરી રીસ,
પૃથ્વી પર તે અસુર પટકયો છેદી નાંખ્યું તેનું શીશ;
કંઇક અસુરને સિંહે ભક્ષ્યા કંઈ કાલીએ કરીઆ ભક્ષ,
એ રીતનું દાનવ દળ સૌ નાશ કર્યું શક્તિએ સમક્ષ. ૮

**નિશુંભ વધ સંપૂર્ણ.**

# અધ્યાય ૧૦ મો.

નિશુંભ હણીઓ જ્યારે દીઠો ચઢયો શુંભને ઉરમાં ક્રોધ,
ઉભી રહે દુર્ગે ઠાર કરૂં હું યુદ્ધ કરવાને આવ્યો યોધ;
ઘોર યુદ્ધ તો ચાલ્યું અતિશે લડતા દેવી ને રાજન,
અભ્ર મધ્યે અમર જુએ છે વિવિધ બેસીને વિમાન. ૧

દેવી કહે છે રહેજો ઉભા અસુર હમણા આણુ અંત,
પ્રાક્રમ સઘળું હવે જણાશે કહાવો છો કેવા બળવંત;
એમ કહીને વેગે લડીઆ શસ્ત્રાશસ્ત્ર મુકેજ અપાર,
આયુધ છેદે છે અંબા જ્યાં વરતે ત્યાં તો હાહાકાર.

અસુર ધનુષ્ય તો તોડયું જ્યારૂં શક્તિ ગૃહીને ચંડી જાય,
ચક્રે કરીને સાંગજ છેદી ખડગ ગૃહીને તે તો પળાય;
ખડગ ભાગીને માર્યા અશ્વને પાડયો સારથીને ત્યાં રથ,
પગપાળો મુદગર ગૃહી આવ્યો કરવાને યુદ્ધજ સમર્થ. ૩

મૂકે મૂદગર છેદયું ત્યાં તો મુષ્ટિ ઉગામી આવ્યો,
દેવી હૃદયમાં મારે જેટલે કરતલ મારી હંફાવ્યો;
મારી લાત જ્યાં પડયો પૃથ્વીપર ઉઠયો તે કુદી તત્કાળ,
ક્રોધાતુર બની ગૃહી ચંડીને નભમાં ઉડયો તે ભૂપાળ. ૪

નિરાધાર નભ યુદ્ધ કરે છે અસુર શક્તિ પારાવાર,
ક્રોધ કરીને સામા સામી કઠોર કરતા દીસે પ્રહાર;
ઝાલી ચરણને માથે ફેરવી અસુર પટક્યો મહી મોઝાર,
કુદી કારમો મુષ્ટી ઉગામી ધાયો કરતો મારામાર. ૫

ત્રિશુળ કરમાં લઇ અંબાએ રીસ કરી હૃદયે મારી,
પ્રાણ રહીત કરીઓ પાપી તે ફેંક્યો પૃથ્વીપર ધારી;
પડતા પૃથ્વીપર ચળી પૃથ્વી પર્વત ધ્રુજ્યા છે સૌ પ્રૌઢ,
સ્વસ્થ થઇને સુર સૌ હરખ્યા માર્યા શુંભ નિશુંભ બલિષ્ઠ. ૬

ઉલ્કાપાત મેઘ શાંતી પામ્યો વહે નદી કક્ષામાં નીર,
ઉજ્વલ દીનકર તપતો નભમાં સુગંધમય ચાલે છે સમીર;
દાનવ દળનો નાશજ કીધો સુર સકળને કરીઆ શાંત,
આનંદ મંગળ ગાય દેવતા સ્તવે શક્તિને થઇ રળીયાત. ૭

## શુંભ વધ સંપૂર્ણ.



# અધ્યાય ૧૧ મો.

---

## ગઝલ ધ્રુન.

જગતની જ્યોતિ જય અંબે જીવન તું જગત જય અંબે,
જનેતા જુગ જય અંબે જગાવું જાગ જય અંબે.
જય જય જય જગદંબે!!

અખિલ આઈ વિશ્વનો આધાર ધરા છે ઉદક રૂપ તારૂં,
ધરો છો બીજ રૂપે સંસાર નમું નારાયણી અંબે;
તું છે વિદ્યા ક્રિયા સમસ્ત પૂર્યું છે પ્રેમથી બ્રહ્માંડ,
સ્તવે કોણ તું વસે નવખંડ નમું નારાયણી અંબે. ૧

વસી તું બુદ્ધિ રૂપે ઉર સ્વર્ગ મુક્તિને આપો,
કલા કાષ્ટા રૂપે સુખ દે નમું નારાયણી અંબે;
તું છે મંગળમાં મંગળ શિવે સર્વાર્થ સાધિકે,
શરણ્યે ત્ર્યંબકે ગૌરી નમું નારાયણી અંબે. ૨

સ્થિતિ સૃષ્ટી વિનાશ શક્તિ ગુણાશ્રય ગુણમય આવર્ણ,
શરણાંગત ચરણ રાખો નમું નારાયણી અંબે;
હંસા રૂઢ બ્રહ્માણી રૂપ તું કરમાં કુસુમની માળ,
કરો કલ્યાણ ભક્તોના નમું નારાયણી અંબે. ૩

માહેશ્વરી વૃષભે ચઢી તું ચંદ્ર ત્રિશૂળ ધરો વ્યાલ,
હરો સૌ આળ ભકતોના નમું નારાયણી અંબે;
કૌમારી શકિત કર ધારો મયુર કુર્કુટ વૃત વિશાળ,
ઠારો સૌ ભકતોને પ્રેમે નમું નારાયણી અંબે. ૪

વૈષ્ણવી ગદા ચક્ર ને શંખ ધરો સારંગ ધનુષ્ય પાણુ,
તારો સૌ ભકતોને વેગે નમું નારાયણી અંબે;
વારાહી ધરો દંષ્ટ્રા વસુધા નારસિંહી નખ મોટા જાણુ,
ઐંદ્રી કર વજ્ર સહસ્ત્ર અક્ષી નમું નારાયણી અંબે. ૫

ચામુંડા ફિર શિરહાર કરાળ છે મુખદંત પ્રૌઢા,
શિવદુતી મહાઘોર શબ્દ નમું નારાયણી અંબે;
લક્ષ્મી લજ્જા વિદ્યા પુષ્ટિ ધ્રુવા સ્વધા મહારાત્રી,
મહામાયા સદા તુષ્ટી નમું નારાયણી અંબે. ૬

સર્વાર્થ પાણી પાદાંત તું અક્ષિ મસ્તક શ્રવણ ઘ્રાણ,
દુર્ગા દુર કર ભયને નમું નારાયણી અંબે;
લોચન છે સૌમ્ય ત્રણ તારા ત્રિશુળે રાખો આર્ય અમને,
કરોને ભદ્ર ભદ્રકાલી નમું નારાયણી અંબે. ૭

ઘંટા શબ્દે અસુર મોહ્યા કરો શ્રી તે થકી રક્ષા,
ખડગાદી આયુધે રાખો નમું નારાયણી અંબે;

પ્રસન્ન થઇ સર્વ રોગ ટાળો પૂરો ઉર મનોરથ કામ,
આરાધે જે તને તારો નમું નારાયણી અંબે. ૮

મહાવિદ્યા મહામાયા નચાવે અખિલ વિશ્વને તું,
નિકંદન વૈરીનું કીધું નમું નારાયણી અંબે;
દાવાનળ વૈરીદળ અહિબળ કરે તું શાંત સકળ સઘ,
વિશ્વ વિદ્યા તું ભગવતીમા નમું નારાયણી અંબે. ૯

તુંહી ઉદ્ધારક પાલક તુંહી છે વિશ્વની મારક,
ચરાચર જગત તુંજ ચર્ણે નમું નારાયણી અંબે;
રટે રણછોડ કલ્યાણી, કરો કલ્યાણ તો મારૂં,
જનેતા જગતની કહાવો નમું નારાયણી અંબે. ૧૦

---

## દોહરા.

સુર સ્તવનથી રીઝીને વધા અંબિકા વાણ,
અમર આપું વરદાન હું થાય જગત કલ્યાણ. ૧

દેવ કહે સઘળું થયું અસુર પામ્યા નાશ,
વળી વેરી કો થાય તો હણો શક્તિ શ્રીખાસ. ૨

દેવી કહે વૈવસ્વતમાં અષ્ટ વિશ જુગ જ્યાંય,
પુનઃ શુંભ નિશુંભ બે અસુર પ્રગટશે ત્યાંય. ૩

પ્રગટીશ ત્યારે નંદ ઘેર યશોદા રૂપ હું નાર,
વાસ કરી વિંધ્યાચળે કરીશ દૈત્ય હું ઠાર. ૪

રૂદ્ર સ્વરૂપે પૃથ્વીપરે ધરીશ પુનઃ અવતાર,
દાડીમ કુસુમ આકારમાં રક્ત દંતિકા સાર. ૫

વૈપ્રચિત્તિ દાનવ અનેક મારીશ ધરી ઉર હામ,
રક્ત દંતિકા લોકમાં થશે ત્યારે મુજ નામ. ૬

અના વૃષ્ટી જ્યારે થશે દારૂણ શત વર્ષ રીષ્ટ,
જળ હીણુ જોઇ અવનિને મુની જન સ્તવશે ઇષ્ટ. ૭

અયોની સંભવ હું સદા શત નેત્રે નિરખીશ,
શતાક્ષી રૂપે વિશ્વમાં ઘેર ઘેર પૂજાઇશ. ૮

ઉપજાવીશ હું શાક સર્વ આત્મ દેહ ભવપાક,
નામ મારૂં શાકંભરી સહુ જીવશે ખઇ શાક. ૯

દુર્ગમાક્ષ પ્રકટી અસુર કરશે સુર વ્યાકુળ,
દુર્ગા રૂપે અવતરી કરીશ ઠાર અરી કુળ. ૧૦

હીમાચળ ધરી ભિમ રૂપ કરીશ દૈત્યનો નાશ,
ભીમ દેવીના નામથી રક્ષીસ ઋષી મુની ખાસ. ૧૧

ત્રિલોકને કંપાવશે જ્યારે દૈત્ય અરૂણાક્ષ,
પટ પદ ભ્રમરી રૂપથી કાઢીશ અસુરનું કાશ. ૧૨
ભ્રામરી રૂપથી વિશ્વમાં થઇશ હું વિખ્યાત,
સ્તવશે ઋષી મુનિ પ્રેમથી હૃદય બની રળિયાત. ૧૩

## નારાયણી સ્તુતિ સંપૂર્ણ.

---

## અધ્યાય ૧૨ મો.

---

### દોહરા.

દેવી કહે સુર સ્તોત્રથી કરશે મુજ સ્તવન,
સમસ્ત કષ્ટ હું તેહના કરૂં દુર મુનીજન. ૧
મધુ કૈટભ મહિષાસુર શુંભ નિશુંભનું મર્ણ,
આઠમ ચૌદસ નોમને કરે દી પારાયણ. ૨
એક ચિત થઇ સાંભળે કથા મારી નરનાર,
આધી વ્યાધી તેહના પળમાં હરૂં નિરધાર. ૩
દુઃખ અને દારીદ્રતા ઇષ્ટ તણો વિયોગ,
શત્રુ ભય તસ્કર વળી તેને ત્યાં નવ હોય. ૪

શસ્ત્ર અનળ નૃપ રોગને। ભય પામે છે નાશ,
નિત્ય કથા મારી કરે સદા ધરી ઉલ્લાસ. ૫

ભુત પ્રેત ને ડાકીણી શાક્યીણીને। ઉત્પાત,
પાઠ મારો જ્યાં સાંભળે સઘ થાય ત્યાં શાંત. ૬

દેવી કવચ પ્રેમે ભણે મુજ સામીપ્ય જે વાર,
ત્રિવિધ તાપને ટાળીને સુખી કરૂં નિરધાર. ૭

મુજ મંદારે બેસીને વાંચે મહાત્મ ધરી પ્યાર,
પ્રસન્ન રહીને સર્વદા સુખી કરૂં નિરધાર. ૮

નિત્ય બલિ પ્રદાનને પુજા પ્રેમે થાય,
અગ્નિહોત્ર જ્યાં ચાલતા સદા સુખ ઉભરાય. ૯

શરદ કાળ નવરાત્રીમાં ઉત્સવ કરી જે જન,
પ્રેમ થકી પૂજા કરે સઘ થાઉં પ્રસન્ન. ૧૦

પામે પૂરણ પુત્ર ને ધન્ય ધાન્ય તો અપાર,
સમસ્ત સંકટ તેહના નષ્ટ થાય નિરધાર. ૧૧

યુદ્ધ કથા જે સાંભળે વેરી થાયે નાશ,
દુઃસ્વપ્ન ગૃહ પીડા ટળે ટળે ઉપાધી ત્રાસ. ૧૨

દરિયા વિષે ડોલતું નાવ કદી જો હોય,
મહાત્મ ભણે સ્થિર થાય તે કષ્ટ કદી નવ સ્હોય. ૧૩

સિંહ વ્યાલને વાઘનું હોય કારમુ કષ્ટ,
સ્તવન કરે જે સ્નેહથી થાય પલકમાં નષ્ટ. ૧૪

આશિષ્ય આપીને થયા અંબા અંતર ધ્યાન,
આરાધન કરી અમર સૌ ગયા પોતિકે સ્થાન. ૧૫

અન્યો અન્ય અમરતણા હતા જેહ અધિકાર,
આનંદે સૌ ભોગવે શાંતી સુખ મોઝાર. ૧૬

શુંભ નિશુંભ માર્યા થકી અસુર નાઠા જાય,
પાતાળે જઇને રહ્યા દુઃખ પીડીત છે કાય. ૧૭

આ રીતથી ભગવતી ધરે ધરા અવતાર,
જગત્ તણું પાલન કરે કથા કહી વિસ્તાર. ૧૮

મોહી રહ્યું છે વિશ્વ આ શકિતથી નિરધાર,
ઉત્પત્તિ શ્રીથી સદા જ્ઞાન આપતું અપાર. ૧૯

વ્યાપ્યું છે વળી તેહમાં આ બ્રહ્માંડ અનુપ,
મહાકાળી મહામારી છે મહામાયાનું સ્વરૂપ. ૨૦

ક્રુર રૂપે મહામારી તો કરે વિશ્વ સંહાર,
સૌમ્ય સ્વરૂપ થકી કરે શ્રી સૃષ્ટી વ્યાપાર. ૨૧

રૂપ ધરી શ્રી સનાતની કરે છે પ્રતિપાળ,
ભૂવન ભૂવન લક્ષ્મીતણી વૃદ્ધી કરે વિશાળ. ૨૨

રૂપ ધરી શ્રી કારમુ કરે લક્ષ્મીનો નાશ,
વિવિધ રૂપને પલટીને ધરે નવીન તો વાસ. ૨૩

સાંભળ નૃપતિ મેં કહ્યો સપ્તશતી વિસ્તાર,
પ્રભાવ એનો દીવ્ય છે મોહી રહ્યો સંસાર. ૨૪

આરાધો જઈ ઇશ્વરી ચરણ શરણ ગ્રહો સાર,
વૈશ્ય નૃપ બંને મળી ભજો ધરી ઉર પ્યાર. ૨૫

જગત્ જ્યોતી છે જાગતી જુગ જનેતા તૈયાર,
જાગી જગવે જુક્તિથી કરે અંબીકા વ્હાર. ૨૬

આશા અંતર પૂરતી કલપ્યા સારે કામ,
અંબાને આરાધતા આનંદ આઠે જામ. ૨૭

પુરે મનની કામના પૂરે સઘળા કોડ,
મુક્તિ ભુક્તિને આપતી કહે નામી રણછોડ. ૨૮

## દેવી ચરિત્ર સંપુર્ણ.

# અધ્યાય ૧૩ મો.

---

## હરીગીત છંદ.

વચન સુણી ઋષીરાજના ચાલ્યાજ વૈસ્ય ભૂપાળરે,
વંદન કરિને વિચરીયા વનમાંહી તે તત્કાળરે;
મમતા મુકી માયાતણી એક દેવી દર્શન કાજરે,
તપ માંડવાને છાંડીઆ ધન માલને વળી રાજરે. ૧

સરિતા તીરે વિશ્રામ કરી તપ આદર્યું તે ઠારરે,
મૃતિકા તણી મુરતી કરી શ્રી પુજીયા ધરી પ્યારરે;
ઇંદ્રી એકાદશ વશ કરી તનમય કર્યું છે તનરે,
નિર અહારને જીતાત્મા બની બેઠા વૈસ્ય રાજનરે. ૨

ધ્યાન અહર્નિશ ધારતા મન રાખીને અતિ સ્થિરરે,
નિજ ગાત્રના રૂધીરનું બલિદાન દે છે ધીરરે;
આરાધતા એ રીતથી ત્યાં ત્રણ વર્ષ પૂરા થયા,
પ્રસન્ન ભગવતિ તો થયાં આવી સમીપ ઉભા રહ્યા. ૩

વરંબુહી પ્રસન્ન છું નૃપ માગ કાંઈ વરદાનરે,
આપું તને હું વૈસ્ય જે માગે તે કહે ધરી ધ્યાનરે;

વૈરી સકળ મમ નાશ થાઓ પરલોક સીધાત્રો આજરે,
જન્માન્તરે પણ ભ્રષ્ટ ન થઉં આપો એવું રાજરે. ૪

વૈસ્યે ઉઠીને જ્ઞાન માગ્યું મન ધરી ઉલ્લાસરે,
હું મારૂં જોઇ સંગ છુટે હોયે ન ગર્ભવાસરે;
દેવી કહે સુણ ભૂપતિ અવશેષ છે તુજ દીનરે,
રીપુ હણીને વિશ્વમાં પામીશ રાજ્યાસનરે. ૫

મુઆ પછી થઇશ દેવતા વિવસ્વાન સૂર્ય જાણરે,
સાર્વણી મનુ નૃપ તું બનીશ આગળ તું નિરવાણરે;
વૈસ્યને કહ્યું જે માગ્યું છે મળશે તુજને જ્ઞાનરે,
નિર્મળ થશે તુજ ચિતડુ અંતે હરીપદ સ્થાનરે. ૬

સુરથ સમાધી પામીયા મન માનતા વરદાનરે,
કહીને તથાસ્તુ પામીઆ અંબાજ અંતર ધ્યાનરે;
વરદાન પામી સુરથ નૃપ વિચર્યો પોતાને દેશરે,
રાજ ભોગવી રવિ થકી થયો મનુ નરેશરે. ૭

વૈસ્ય જ્ઞાનને પામીઓ અદભૂત ત્યાં વિખ્યાતરે,
પામી હરીપદને તર્યો સંસાર દધી સાક્ષાતરે;
સપ્તશતીના સારનું આ કાવ્ય હરીજન સાંભળે,
કરજોડીને રણછોડ કહે દુઃખ અંબિકા ઝટ તો દળે. ૮

હજરા હજુર આ વિશ્વમાં એક અંબિકાનું નામ છે,
જ્યોતિ જીવન જનની જગતમાં પૂરણ કરતી કામ છે;
અન્નપૂરણા દુઃખચૂરણા આશાપુરી શ્રી બહુચરી,
રણ છોડવો રણછોડના કુલ દેવી આદી ઇશ્વરી. ૯

મોક્ષદાયી સુખદાયી વ્હાલથી વર ઘો મને,
આંખો ભરૂં આંસુ થકી માતા કહે શિશુ શું તને?
દેવી અંતર જાણછો વિનવું તને શું ફરી ફરી,
આરાધતો રણછોડ વંદી જય અંબે ઇશ્વરી. ૧૦

## સમાપ્ત.

શ્રી દેવીની પરમ કૃપા અને આજ્ઞાથી
સંપૂર્ણ થયું!!
દેવ દીવાળી પુર્ણીમા કાર્તિક.
૬-૫૫ બુધવાર.
૨૮-૧૧-૧૭.

# પ્રાધાનિક રહસ્ય.

## દોહરા.

સુરથ પ્રશ્ન પ્રેમે કરે સુણો ઋષી ભગવાન,
ચંડીના અવતારમાં પ્રકૃતિ કોણ પ્રધાન. ૧

અનેક દેવી રૂપમાં કોનું આરાધન,
કરવું મારે પ્રેમથી કહો શ્રી મુનિ જન. ૨

પરમ ગુહ્ય એ પ્રશ્ન છે અશક્ય કથી ન શકાય,
તો પણ જાણી ભક્ત તું સાંભળ કહું છું રાય. ૩

સત્વ રજ તમથી ભરી ત્રિગુણમયી કહેવાય,
દૃશ્ય અદૃશ્ય રૂપે રહ્યાં માહલક્ષ્મી મહામાય. ૪

આયુધ કરમાં ધારીયા ગદા ખેટ મધ પાત્ર,
માતુલિંગ શિર નાગ છે નરસ્ત્રિ ચિન્હ છે ગાત્ર. ૫

તમ હેમ સમ કાન્તી છે હેમ ભૂષણ છે અંગ,
વ્યાપ્ત થઇને વિશ્વમાં કર્યું વિશ્વ નવરંગ. ૬

શૂન્ય વિલોકી લોકને ધર્યું અન્ય તમ રૂપ,
કૃષ્ણ રંગ છે અંગનો લંબદંત મુખ અનુપ. ૭

સુક્ષ્મ કટી શોભી રહી લોચન છેજ વિશાળ,
ખડગ ખેટ મધ પાત્રને રાજે રૂંઢની માળ. ૮

વંદી તમ રૂપ બોલીઆ પાડો મારૂં નામ,
મહાલક્ષ્મી મમ કર્મ શું કહો કરૂં હું પ્રણામ. ૯

મહાકાલી મહામારીને ક્ષુધા તૃષા મહામાય,
નિંદ્રા તૃષ્ણા એકવીરાને કાલરાત્ર દુરત્યય. ૧૦

પ્રાપ્ત થશે તમ કર્મથી કહ્યા મારા જે નામ,
સુખી થશે ભજનાર નર નામ જાણીને કામ. ૧૧

માહલક્ષ્મીએ પ્રેમથી બોધી તામસી માત,
સત્વ રૂપ ત્યાં તો ધર્યું ચંદ્ર કાન્તી સાક્ષાત. ૧૨

અંકુશ અંબૂજ માળને વીણા પુસ્તક સાર,
ચતુર ભૂજે ધારીયા અનુપ રૂપ અંબાર. ૧૩

મહાવિદ્યા મહાવાણીને ભારતી સરસ્વતી વાગ,
કામધેનું ધી ઇશ્વિરી બ્રહ્મી આર્યા મહાભાગ. ૧૪

વેદ ગર્ભાદી આપીયાં દેવીએ શુભ નામ,
આનંદ પામ્યા ભારતી પ્રેમે કર્યા પ્રણામ. ૧૫

મહાકાલી મહાસરસ્વતિ જેવું છે તમ રૂપ,
નરનારીની જોડ એ નિપજાવોજ અનુપ. ૧૬

એવું કહી મહાલક્ષ્મીએ નિપજાવ્યા નરનાર,
વિધી પદમાનું જોડલું હિરણ્યગર્ભ જગસાર. ૧૭

કાલીએ સરજાવીયું જોડું શ્રૃષ્ટી તેજ,
નિલકંઠ વિદ્યા કહો સ્વર અક્ષર છે એજ. ૧૮

ભારતીએ પેદા કરી જોડી જગ નિરવાણ,
હૃશીકેશ સુભગા સતી ચંડી ગૌરી નિરમાણ. ૧૯

જોડીની જે યુવતી પુરૂષ ત્વં પામી પ્રકાશ,
જ્ઞાન ચક્ષુ છે જેહને જાણે જન તે ખાસ. ૨૦

મહાલક્ષ્મીએ સ્નેહથી આપી સુંદર નાર,
બ્રહ્મદેવને તે ઘડી વેદત્રયી સ્ત્રી સાર. ૨૧

ગૌરી આપી રૂદ્રને જે આપે વરદાન,
વાસુદેવને શ્રી ધરી ભામા ભાગ્યવાન. ૨૨

વેદત્રયીથી વિધીએ અંડ કર્યું નિરમાણ,
રૂદ્રે ગૌરી સહ કર્યો અંડ ભેદ જગ જાણ. ૨૩

મહત્તત્વાદીક કાયને કરી અંડ મોઝાર,
માયાએ ત્યાં વિશ્વમાં પંચ ભૂતાત્મક સાર. ૨૪

કેશવને લક્ષ્મી મળી અંડ કરે પાલન,
એ રીતે માહલક્ષ્મી છે જગત ઇશ્વરી ધન્ય. ૨૫

નિરાકાર નારાયણી છતાં થયા સાકાર,
નામાંતરનું મેં કહ્યું શક્તિ નિરૂપણ સાર. ૨૬

સર્વે સમાયું શ્રૃષ્ટીમાં સર્વે લક્ષ્મી મોઝાર,
લક્ષ્મી એ મહાલક્ષ્મી જગત માત નિરધાર. ૨૭



# વૈકૃતિક રહસ્ય.

---

## હરીગીત છંદ.

ઋષી કહે સુણુ નરપતિ કરી શાંત ચિત અપારરે,
ત્રિગુણાત્મકાને તામસી વળી સાત્વીકી છે પ્રકારરે;
શર્વા ચંડીકા ભગવતિં ભદ્રાજ દુર્ગે મનાય છે,
શક્તિ રૂપે આ શ્રષ્ટીમાં શક્તિ સૌ કહેવાય છે. ૧

દુષ્ટ દાનવ મધુ કૈટભ નાશ અર્થે આરાધીઆ,
વિષ્ણુ હરીની તમોગુણા યોગનિંદ્રા સાધીઆ;
સ્તુતિ કરી છે પ્રેમથી મહાકાલીની વિધીએ પુરી,
વદન દશ ને ભુજ દશ વળી ચરણુ દશ કૃષ્ણાંબરી. ૨

દૈદીપ્યમાન છે દંત દાઢો જો કે ભયંકર રૂપ છે,
સૌભાગ્ય ને વળી કાન્તિમાં તોપણુ રૂપ અનુપ છે;
દશ હાથ માંહી ધારીઆ ગદા ખડગ ને બાણુરે,
શુળ શંખ ચક્ર ભુશુંડી પરિઘ ધનુરક્ત મસ્તક જાણુરે. ૩

વૈષ્ણવી માયા મહાકાલી તું જાણુજે નરપતિ,
ક્રોધ નવ થાયે નિવારણુ શક્તિ સબળ એ જાગતી;

આરાધના પ્રેમે કરે કોઇ ભક્ત જો યથા વિધી,
વિશ્વ વશ કરી આપતી શક્તિ ભરે રીદ્ધીસિદ્ધી. ૪

સર્વ સુરના શરીરથી જે પ્રગટીઆ સાક્ષાતરે,
મહાલક્ષ્મી એ ત્રિગુણાત્મિકાએ મહીષમર્દીની માતરે;
શ્વેત મુખ ને શ્વેત ઉરજ ચરણ વરણ રક્તરે,
નીલવર્ણ હસ્ત ઉદર જંઘા સ્વભાવે ઉન્મતરે. ૫

વિચિત્ર છે કટી પ્રથમ ભાગે પુષ્પ વસ્ત્ર જે રાજતા,
ભૂષણ ધર્યા જે અંગપર વિચિત્ર તે પણ છાજતા;
અંગે અનુલેપન કરેલો ગંધ પણ ચિત્ર વર્ણ છે,
સૌભાગ્ય રૂપને કાન્તીથી સુંદર દીપે તે ઘર્ણ છે. ૬

મૂલ રૂપમાં સહસ્ત્ર બાહુ માતને તો શોભતા,
ભકતજનના પુજન સારૂ અઢા દશ ભુજ ઓપતા;
આયુધ રાજે કર વિષે અક્ષમાળા કમલ બાણરે,
ખડગ વજ્ર ગદા ચક્ર ત્રિશુળ પરશુ જાણરે. ૭

શંખ ઘંટા પાશ શકિત દંડ ઢાલને ચાપરે,
કમંડલુ ને પાનપાત્ર અષ્ટાદશ ધરી માપરે;
રાજી રહ્યા કમલાસને મહાલક્ષ્મી એ માતરે,
પૂજન કરે નર પ્રેમથી પૂજાય તે સાક્ષાતરે. ૮

ગૌરી કેરા દેહથી ઉત્પન્ન થયા સાત્વીક સતી,
સંહાર શુંભાસુરનો જેણે કર્યો તે સરસ્વતી;
અષ્ટ ભુજે અષ્ટ આયુધ બાણ મુશુળ શૂળરે,
શંખ ઘંટા ચક્ર હળધનુ ધારીઆ અનુકૂળરે. ૯

પૂજા કરીને પ્રેમથી ઉર ભારતી આરાધતા,
વિદ્યાકળા સંસારની તે સર્વે સઘજ સાધતા;
એ રીતથી પૃથ્વીપતિ મેં સ્વરૂપ મૂર્તીના કહ્યા,
શ્રવણ કર ઉપાસના એ રૂપના ફળ શા રહ્યા. ૧૦

જે સમય મહાલક્ષ્મી તણી પૂજાજ કરવી હોયરે,
મધ્ય ભાગમાં મહાલક્ષ્મીને સ્થાપન કરંતા સ્હોયરે;
મહાકાલી જમણી બાજુએ ડાબા સરસ્વતી જાણરે,
એ શક્તિ પાછળ ત્રણ જોટા સ્થાપવા પરમાણરે. ૧૧

મહાલક્ષ્મી પાછળ સરસ્વતિ વિધી સહીત સ્થાપવા,
ગૌરી સહીત મહાદેવ જમણી બાજુમાં સુખ આપવા;
લક્ષ્મી સહીત ઋષીકેશ ડાબી બાજુમાં બેસારવા,
સ્થાપન કરી ત્રણ દેવના પછી પ્રીતથી આરાધવા. ૧૨

મધ્યમાં શ્રી પૂજવી અષ્ટા દશ ભુજ ધારીણિ,
દશ મુખવાળી પૂજવી ડાબે પાસે સુખ કારીણી;

જમણી બાજુએ પૂજવી અષ્ટ ભુજી શોભી રહી,
એ રીતથી નિત્ય પૂજવા માહલક્ષ્મીને પ્રેમે સહી. ૧૩

અષ્ટા દશ ભૂજ ધારીણી શ્રી પૂજવી હોય ભૂપરે,
જમણી બાજુમાં સ્થાપવી દશમુખી શ્રી અનુપરે;
ડાબી બાજુમાં અષ્ટ કર ધારીણી શ્રીને વંદવું,
એ રીતથી માહલક્ષ્મીનું પૂજન કરવું અવનવું. ૧૪

કાળ મૃત્યુ પૂજવા આરષ્ટ થાયે નાશરે,
કલ્યાણ સત્વર તે કરે પારપૂરણ થાયે આશરે;
શુંભાસુર સંહારીણી વળી અષ્ટ ભૂજ સુખકારીણી,
પૂજન કરવું હોય તો પૂજવીજ નવ મુખ ધારીણી. ૧૫

ગણપતિ ને રૂદ્રનું પૂજન કરવું પ્રેમથી,
નમો દેવ્યા સ્તોત્રથી શ્રી સાધવા બહુ નેમથી;
અવતાર ત્રણની પૂજામાં સૌ સ્તોત્ર તો આધીન છે,
મહાલક્ષ્મી સુખ કર માતમાં સૌ મંત્ર તો તદલીન છે. ૧૬

અષ્ટા દશ ભુજ ધારીણી તે મહીષ મારીણી માત છે,
માહલક્ષ્મી તે મહાકાલી ને મહાસરસ્વતિ વિખ્યાત છે;
પુણ્ય પાપની એ ઇશ્વરી આ લોકમાં કહેવાય છે,
પૂજા કરે જે પ્રેમથી જગમાંહી સુખી થાય છે. ૧૭

મર્દીની મહિષાસુરી જે વિશ્વમાં વિખ્યાત છે,
પૂજન કરે જે પ્રેમથી નિશ દીન બની રળીયાત છે;
આ અવનિનો ઇશ્વર બને પૂજક નિશ્ચય વાત છે,
હજરાહજુર એ અંબિકા આ અવનિમાં સાક્ષાત છે. ૧૮

સાહીત્ય શુભ પૂજા તણા અર્ધાલંકારો લાવીને,
સુગંધી ચંદન પુષ્પ ને દીપ ધુપથી ધુપાવીને;
નૈવેદ્ય ભોજન લાવીને બળીદાન ધરવું પ્રેમથી,
તાંબુલ પાન બરાસ યુક્ત મૂકી પ્રણમવું નેમથી. ૧૯

મહીષ પૂજવો પ્રેમથી જે વામ ભાગે શોભતો,
ધારણ કર્યું છે જગત જેણે જે ધર્મ ઇશ્વર ઓપતો;
એ શક્તિ વાહન સિંહને પૂજન કરી શિર નામવું,
અસુર દળને રોળીને સુર કાજ કરીયું અવનવું. ૨૦

વંદન કરી કર જોડવા શુભ સ્તવન કરવું સ્તુતિથી,
એક ચરિત યા મધ્યમ ચરિત્રે સ્તુતિ સાધવી ઉર ભક્તિથી;
સ્તવવા નહીં વળી અન્ય ચરિતે શક્તિ શ્રી નારાયણી,
અરધુ ચરિત કરવું નહીં કરતાં ઉપાધી થશે ઘણી. ૨૧

પાયસ તલ સર્પિષ હોમી શ્લોક જપજે નરપતિ,
વિધી બતાવી પૂજનની કરજે સદા તું યથાઇતિ;

વૈભવ પામીશ વિશ્વમાં મનમાનતા નિરવાણુરે,
મનકામના પુરી કરે અંબાજ અંતર જાણુરે. ૨૨

---

## મૂર્તિ ૨૯૨.

### ગઝલ.

નંદા ભગવતિ નામ ભવિષ્યે નંદજા થાશે,
ત્રિલોક વશ થાશે પૂજનથી સ્તુતિ કરતા જપો અંબે;
કનકસમ કાન્તી શકિતની કનક અંબર સોહે અંગે,
કનકનો વર્ણ કનક ભૂષણ ધર્યા શ્રીએ જપો અંબે. ૧

કમલ અંકુશને પાશ શંખ આયુધ કર લીધા,
કમલાસન રાજે કમળા લક્ષ્મી શ્રી ઇંદીરા અંગે;
રકત દંતિકા દેવી જે કહી રક્તવર્ણી રકતાંબરીતે,
રકત આયુદ્ધ રકત નેત્રી રકત કેશી જપો અંબે. ૨

રકત તિક્ષ્ણ નખ દાંત રકત દૃષ્ટિકા રાજે ચારૂ,
સતિ પતિસમ રકત શકિત ભકતપર સકત જપો અંબે;

વસુધાસમ વિશાળ જ છે સુમેરૂ યુગલ ઉરજ સુંદર,
દીર્ઘલંબ અતિ સ્થુલ રમણિય રાજે જપો અંબે. ૩

કરાવી પાન પયનું નિત ભકતના પુરે મનોરથ સૌ,
જગત જનુનિ જગત જીવનું કરે કલ્યાણ જપો અંબે;
ચતુરભુજે રાજે આયુધ ખડગ પાત્ર મુશળ ને હળ,
રકત ચામુંડા યોગેશ્વરી નામ તેના જપો અંબે. ૪

વ્યામ શ્રી રણ્ણા અખિલ વિશ્વે સ્થાવર જંગમે માતા,
કરે પૂજન અર્ચન પ્રેમે પૂજાયે નર જપો અંબે;
શક્તિ શાકંભરી જે છે નિલવર્ણા નિલનેત્રી,
ગંભીર નાભી સૂક્ષ્મ ઉદરી ત્રિવલ્લી શોભે જપો અંબે. ૫

ઉત્તંગ વૃત પીન ઘનસ્તની કમલવાસિની તેહ કમળા,
મુષ્ટી એક ભરીશરે પરિપૂર્ણ કમલ અન્ય કરે જપો અંબે;
ત્રીજા કરમાં ધાર્યા લીલા કુસુમ પલ્લવ મૂળ ફળ શાક,
કામ્ય ધનુ ચોથા કર રાજે મૃત્યુ ભય હારી જપો અંબે. ૬

શતાક્ષી શાકંભરી શકિત દુર્ગાગૌરી સતી ચંડી,
કાલીકા પાર્વતિ નામ અભિધાન જપો અંબે;
પૂજન અર્ચન કરશે તેનું સુખી નરવિશ્વ વિષે થાશે,
અન્ન પાનાદીક ફળ પ્રાપ્તી થશે સૌ શીઘ્ર જપો અંબે. ૭

ભીમા દેવી છે નીલવર્ણી પ્રકાશીત દંત દૃષ્ટ્રા તેજે,
વિશાલ છે લોચન પીન ધનસ્તની સોહન્તી માત જપો અંબે;
ચંદ્રહાસમ ડમરૂ મસ્તક પાત્ર આયુધ કર ધાર્યાં,
કામદાકાલ રાત્રી એકવીરા કહેવાયે શ્રી જપો અંબે. ૮

મહા મારી માત જે છે અજીત વિચિત્ર કાન્તી રૂડી,
તેજે મંડળ ભ્રામરી શ્રી ચિત્ર અલોકર જપો અંબે;
પાર્વતિ ભ્રામરી નામ મહા મારી માત તે છે,
કરે પૂજન કીર્ત્તન તેનું સુખી જન થાય જપો અંબે. ૯

પરમ ને દીવ્ય રહસ્ય આ દેવીનું ગુપ્ત અને ઉત્તમ,
ધ્યાન સર્વોત્કૃષ્ટ તેનું ગાન કલ્યાણી જપો અંબે;
શ્રવણ કર સુરથ નૃપ સ્નેહે કરી એકાગ્ર અંતર તું,
પૂજન કીર્તન કર અંબાનું કથે રણછોડ જય અંબે. ૧૦

## સમાપ્ત.